દેશ ભકત ગ્રંથમાળા.

વંદેમાતરમ્.

# તૂ. બીપીનચંદ્રપાલ

શ ભકત નરે મદ્રાસમાં આપેલા

ભાષણોનું ભાષાન્તર

તથા

## 'શની અશાંતી



ગ્રંથ ઉપર કેટલાક લેખકોએ લખેલા લેખ.)

(પ્રથમ આવૃત્તી પ્રત-૨૦૦૦)

---

પ્રગટ કરનાર.

ત્રિભોવન પુરૂષોત્તમ માંગરોળવાળા.



---

શ્રી મુંબાઈ.

જૈનોદય પ્રેસ.

૧૯૦૮.

મુલ્ય બાર આના.

સ્વદેશી કાગળ

# સ્વદેશી

## લેખન સામગ્રી

### અપૂર્વ સુધારો

**લખતી વખતે ઉમંગ ઉત્પન્ન થઇ** હાથની આળસ જતી છે. અક્ષર મરોડદાર થઇ વાંચનારનું મન હરણ કરે છે! વિગેરે બા ઘણે દરજ્જે સારી લેખન સામગ્રી પર આધાર રાખે છે લેખન સામગ્રી મૂખ્ય પદાર્થ શાહી છે શાહી જેટલી સારી હોય છે તેટલી વાંચકોપર સારીઅસર થાય છે. ઉપર લખેલી બાબતો પ્રાપ્ત કરવા **આર્યન** ઇંડ કંપનીની શાહીનો અર્ક એજ ચાલુ જમાનામાં છેલ્લો સુધારો છે! તોલા અર્કની બાટલીની કિમંત ફકત ચાર આના એક બાટલીના દોઢ રતલ પાણીમાં નાખવાથી મનોહર શાહી બને છે. નીચે કુચા ર નથી. લખતી વખતે આ શાહી કલમમાંથી ઘણીજ ત્વરાથી નીચે ઉ કલમની ગતિને બીલકુલ અટકાવતી નથી તેમજ લખતી વખતે બ્લુ દેખ પાછળથી પૂર્ણ કાળી થાય છે અને કોઇ દિવસ ઝાંખી પડતી નથી આ શાહીનો એક અજબ ગુણ છે. અનુભવાર્થ સત્ય વાતની ખાત્રી થ એક ]

## માલતી

[ નવુ અ

આ અત્તરનો સુગંધ તાજા પુષ્પ ગુચ્છ જેવો મધુર અને આહ્લ દાયક છે. આ અત્તર થોડા પ્રમાણમાં વાપરીએ તો પણ આનો સુગ સર્વત્ર ફેલાઇ રહે છે! બીજા કેટલાક અત્તરો માફક આભાસદાયક અ તીવ્ર નથી પરંતુ આમાં એક મનોહર સુવાસ સમાયેલો છે. કિમંત તોલાના રૂ ૪-૦-૦ આ સિવાય ગંધરાજ, સુરંગી, ખસ, હિનો, બટ મોગરે કસ્તુરી ઇત્યાદિ અસલ અત્તરો અમારે ત્યાં છુટક અને જથાબંધ વેચાય છે

**ધી આર્યન ઇંડસ્ટ્રિયલ કંપની.**

ઠાકોરદ્વાર—મુંબાઇ.

## વંદેમાતરમ

# તમારે તમારા દેસના સ્થીતી ઉપર.

## ધ્યાન દેવાની જરૂર નથી.

હીંદુસ્તાનના ઉધ્ધારનો આધાર હીંદુસ્તાનના ઉદયોગનાં

**જસ્ટીશ રાનડે**

અમો અમારા સ્વદેશી બંધુઓને અમારી જાહેર ખબર
જરા લક્ષ આપવાને વીનતી કરીએ છીએ કે હાલમાં
ણુા ઉદયનો એકજ રસ્તો છે કે દરેક મનુષ્યે સ્વદેશી માલને
ન આપવાથી આપણો ઉદય થશે. પણ ઘણાં ખરા ગૃહસ્થો
માલ વાપરવાને વાસ્તે ઇન્તેજાર છે પણ દેશી માલ પુરા
માં નહી મળવાથી તેમને થતી અગવડો દુર કરવા ખાતર
હીંદુસ્થાનના જુદા જુદા કારખાનાઓની સાથે વહેવાર કરી
સ્થળે જેમ કે મુંબઇ તથા વેપારીઓને અનુકુળ થઇ
વાસ્તે મોટા જથામાં માલ અમોએ રાખેલો છે. અમો
ઓ પાસેથી ફક્ત સેંકડે દોઢ ટકો કમીશન ચાર્જ કરીએ
એક વખત અમો ભલામણ કરીએ છીએ કે અમારી
ામ પાડનારને ખાત્રી થશે. અમોને હીંદુસ્થાનના ચારે
મલતા ઓરડર તે અમારી પ્રમાણીક પણાની ખાત્રી છે.
રેક માણસ મરવાને માટેજ જન્મ લઈ જેનાથી દેશ સેવા
તી નથી તે જીવતો છતાં મુવેલોજ છે. તેમ આ વેપાર
મારા સ્વાર્થ સાથે દેશ સેવા ખાતર ખોલવામાં આવેલો
એકવાર કામ લેવા વિનંતી છે. અમારૂ પ્રાઇસલીસ્ટ
ાત્રી કરો.

**મેસર્સ એમ એમ. ટન્નાની કુંપની.**

**મુંબઇ નાં ૪ સી. પી. ટેંકરોડ, મુંબાઇ.**

# ખરો પરોપકાર !

## રૂ ૧ મા ૧૦૦૦–૨૦૦૦ આશીર્વાદ !!



**જસમાઇનની વીંછીની** દવા–ગમે તેવી અછાડા પછા, અને બુમ બરાડા એકજ મીનીટમાં શાંત ! ૧ પુડી તો ૧૦-માણુસપર ચાલે છે. ૧૦૦ પુડી નો રૂ ૧ તથા ૫૦ ના રૂ ०।

**જસમાઇનની તાવની** દવા—ગમે તે જાતનો હોય તો શું થયું ? ત્રીજે પડીકે આરામ ! ન થાય તો પાછા ! તાવથી ઉત્પન્ન થયલી અશક્તિ પણ દુર થાય છે. પડીકાંનો રૂ ૧ તથા ૫૦ નો રૂ ०॥= પોસ્ટેજ જુદું.

**જસમાઇન ઇન્ડિયા એજન્સી**

નં૦ ૧૦૬–૧૦૮–ઠાકુરદ્વાર

ket, Tennis and Badminton
Sialkot made.

Vholesale and retail mer-
nts strongest, most durable,
well-shaped & cheapest.

E US ORDERS FOR TRIAL & COMPARE
OUR RATES WITH ALL INDIA
MARKET.

'ENDS OWN AGENCY.

GAIETY THEATRE,

BOMBAY.

હિંદુસ્થાનના દરેક ઠેકાણેથી મળેલા ચાંદી તથા સોનાના ચાંદા મે

# સા ર્સા પ રી લા.

બગડેલા લોહીને શુદ્ધ





કર
ઉ
શુદ્

ઉપદંશ જેવો મહા ભયંકર રોગ નથી. એ રોગનું ઝેર શરીરમાં રહે તો તે દર્દીને નહીં પણ તેની સંતતીને પણ ખરાબ પરિણામ ભોગવવું પડે છે. એવા ભયંકર રોગ ઉપર-ડા૦ વામન ગોપાળનું.

# આયોડાઇઝડ સાર્સાપરિલા,

જેવી ઉતમ ગુણકારી બીજી દવા એકે નથી એવું આજ છેલ્લા ૫૦ વર્ષ દરમ્યાનમાં હિંદુસ્તાનના સર્વ ભાગના લોકોને એના ગુણની ખાત્રી થઇ ચુકી જેથી એ બાબત વધારે લખવાની જરૂર નથી..

રકત દુષિત થવાથી થતા રોગો તથા બીજા અનેક રોગો ઉપર ઘણુંજ ઉપદંશજન્ય વિકાર જેવાં કે ગરમી, ચાંદી, પરમિયો અને તેના વડે ઘણ અનેક રોગો-જેવા કે પક્ષાઘાત, લકવા, સંધીવા, સાંધાનું રહી જવું, મ્હોમાં ચ ખીજા ભાગોપર ચાંદાં પડવાં, સ્મરણ શક્તિ ઓછી થઇ જવી, અશક્ત

જ બધા શરીરપર શીતળાદેવી જેવા ફોલ્લા થઇ આવવા, હથેલી અને પગનાં તળીઆમાં કાળા ફોલ્લા થઇ આવવા તથા કાળા ડાઘ પડવા, તાળવામાં કાણું પડતું, મ્હોંમાં તથા ગળામાં કાણાં પડવાં, નાકનું બેસી જવું, હાથ પગનું સ્પર્શજ્ઞાન ધીમે ધીમે ઓછું થઇ જવું, શરીરનું સુઝી આવવું, શરીરમાં કળતર થવી, રક્ત દુષિત થવાથી ખુજલી થઇ આવવી, ખરજ, દરાજ, ગુમડાં, આખ માથું હાથ અને પગમાં બળતરા થવી, ધાતુસ્થાનમાં બળતરા થવી વગેરે, કેટલાક લોકો ઉપલા રોગો ઉપર પારો અથવા રસાયણ લે છે, તેનાથી બહુજ ખરાબ પરિણામ થાય છે. મોઢામાંથી વાસ નીકળવી, લાળ પડવી, દાંતનાપારાનું સુઝવું, દાંતોનું હીલવું અને તેમાંથી લોહી, પરૂ વગેરેનું નીકળવું, એ સર્વે પ્રકારના રોગો ઉપર આ સારસાપરીલાજ ઘણુંજ ઉપયોગી થઇ પડયું છે અને બીજા ઓષધની જરૂર પડતી નથી. સારાંશ ગરમીથી અથવા બીજા કોઇ કારણથી લોહી ખરાબ થયું હોય તો તે સાફ થઇ લોહીનો વધારો થાયછે. કીંમત ક્એબાટલીનો **સવા** રૂપીઓ, ચાર બાટલીના પોષ્ટ સાથે રૂ. ૪॥~.
બધા વ્યાપારીને ત્યાં મળશે.



તિ.

પાછળની સ્થિતિ

# ડા૦ ગૌતમરાવ કેશવ.

ડીકલ પ્રાકટીશનર, ઠાકોરદ્વાર પોસ્ટ ઓફીસની સામે—મુંબઇ

જૈન સમાજમાં પ્રખ્યાતિ પામતું, વિદ્વાનોથી પ્રશંસાતું

અને

જાહેર વર્તમાન પત્રથી વખણાતું

જૈન તત્વજ્ઞાન, ઇતિહાસ, અધ્યાત્મ, અને ચાલુ ચર્ચા ચર્ચતું

# સનાતન જૈન.

## માસિક પત્ર.


અધિપતિ

## મનસુખલાલ રવજીભાઇ મહેતા



વાર્ષીક મુલ્ય રૂા. ૧-૪-૦, પોસ્ટેજ સહિત.

આફીસઃ—મમાદેવી પાસે-

દેશ ભક્ત ગ્રંથમાળા.

वंदेमातरम.

# શ્રીયુત્ બીપીનચંદ્રપાલ

## આ દેશ ભકત નરે મદ્રાસમાં આપેલા ભાષણોનું ભાષાન્તર

તથા

## દેશની અશાંતી



( આવિષય ઉપર કેટલાક લેખકોએ લખેલા લેખ. )

( પ્રથમ આવૃતી પ્રતિ-૨૦૦૦ )

---

પ્રગટ કરનાર.

**શા. ત્રીભોવન પુરૂષોત્તમ માંગરોળવાળા.**



---

**શ્રી મુંબાઈ.**

જૈનોદય પ્રેસ.

૧૯૦૮.

મૂલ્ય ચાર આના.

સ્થિા

ખાસ સ્વદેશી કાગળ.

# બીપીનચંદ્રપાલના ભાષણો.

આ પુસ્તકની બીજી આવતીની ૫૦૦૦ નકલ છપાય છે તેની અંદર દરેક સ્વદેશી માલની જાહેર ખબર લેવામાં આવશે. વીલાયતી માલની જાહેરાત બીલકુલ લેવામાં આવશે નહી. માટે સ્વદેશી માલની જાહેર ખબર મોકલનારાઓએ એક પાનાનાં રૂ. ૧૦ લેખે મોકલાવી નીચેને ઠેકાણે લખવું. **ગાંધી લીલાધર મોતીચંદ** પાયધોની ત્રાંબાકાંટો મુંબઈ શા. ત્રીભોવન પરષોતમ **જૈનોદય પ્રેસ** કષ્ટમહાઉસ રોડ મુંબઈ બેંક પાસે નાં૦ ૨૪ ઈસ્માલજી બીલડીંગના પહેલા માળે

## શા. ત્રીભોવન પરષોતમ.

ઉપલા ઠેકાણેથી આપને બીજા પુસ્તકો પણ મલશે.

૨૦૯૦

# પ્રસ્તાવના.

શ્રીયુત બીપીનચંદ્ર પાલના નામથી કોણ અજાણ્યું છે? તે નરરત્ન કેવા છે તે તો તેનું જીવન આ સાથે છે તે ઉપરથી જણાશે. અંગ્રેજી જાણનાર તો તેના વિચારો જાણે છે પણ મ્હારા ગુજરાતી બાંધવો ઘણા ભાગે વ્યાપાર વગેરેમાં ગુંથાયેલા હોવાથી તેમને આવા નરના વિચારો જાણવાની ઘણી ઓછી તક મળે છે. દેશની ઉન્નતી અને તે સાથે વાંચનારની ઉન્નતી આવા નરના વિચારો વાંચવાથી અને તેનું મનન કરવાથીજ થાય છે તેને મારા ગુર્જર બાંધવો પણ દેશોન્નતી પ્રત્યે કાંઇ વિચાર કરે તેવા ઉદેશથી આ ભાષણો બહાર પાડયાં છે.

આ ભાષણો શ્રીયુત બીપીન બાબુએ ગયા મે માસમાં મદ્રાસ ખાતે આપ્યાં હતાં. હજારો જણે તે સાંભળ્યાં હતા અને લાખો નરે તે વાંચી તે નરની વાહ વાહ બોલાવી હતી. આ બધા ભાષણો મદ્રાસમાં ચાર વાર ટુંક અરસામાં છપાયાં છે અને તેજ આ ભાષણોની લોકપ્રિયતા બતાવે છે.

આ ભાષણો મેં ઘણા વખત પહેલાં છપાવ્યાં હોત પણ દેશના ગરીબો પૈકીનો હું હોવાથી તે સંબંધી વ્યવસ્થા કરવામાં વીલંબ થયો અને આજે રાષ્ટ્રીય મેળાના સમય ઉપર બ્હાર પાડી મ્હારા મનની ઉમેદ બર આણું છું.

આ ભાષણોનું ભાષાન્તર મુંબઇમાં પ્રસિદ્ધ થતાં જૈન પત્રમાં છપાયેલું અને તે પત્રના અધીપતી મી૦ ભગુભાઇ ફતેહચંદ કારભારીએ તે છાપવા મને રજા આપી તે માટે તેમનો ઉપકાર માનું છું.

આવાજ દેશ સેવાના પુસ્તકો હું પ્રસિદ્ધ કરનાર છું અને જેમ જેમ મને મદદ મળતી જશે તેમ તેમ તેના પુસ્તકો જલદી પ્રસિદ્ધિમાં મુકીશ.

મુંબઇ,<br>
તા૦ ૨૫–૧૨–૦૫.

સેવક,<br>
ત્રીભોવન પુરૂષોત્તમ.

# અનુક્રમણીકા.



શ્રીયુત બાબુ બીપીનચંદ્ર પાલ.



ઉમર વર્ષ ૫૦

# શ્રીયુત બાબુ બીપીન ચંદ્રપાલનું ટુંક જીવન ચરિત્ર.

આપણો આ વિરપુત્ર સન ૧૮૫૮ના જાણીતા વર્ષમાં સ્તીલહટ જીલ્લામાં જન્મ્યો હતો. આ જીલ્લો કર્ઝન સાહેબે નવા કરેલા બેન્ગાલમાં આવ્યો છે આ મહાન પુરૂષના પિતા બાબુરામચંદ્રપાલ એક પ્રતિષ્ટીત વકીલ હતા. તેઓ (તેમના પિતા) થોડા વખતમાં પોતાની હુંશીયારીથી એક આગળ પડતા વકીલ તરીકે મશહુર થયા હતા, તેમની હુંશીયારીથી સરકાર પણ તેમના ઉપર પસંદ થઇ હતી અને તેમને મુનસફની સારી નોકરી આપી હતી—આવી રીતે આ જાણીતા વિરપુત્રના પીતા પણ સારાજ હતા અને તેથી આ રાણીના ઢંઢેરાના સમયમાં જન્મેલો પુત્ર ઢંઢેરા જેવું હિંદના ઇતિહાસમાં કાયમ રહેશે તેમ આ પુત્રનુ પનોતુ નામ પણ જાહેરજ રહેશે.

બીપીન બાબુ પોતાના પિતાને એકનો એક છોકરો હોવાથી તેને લાડમાં ઉછેરવામાં આવ્યો હતો પણ તે સાથે તેની કેળવણી માટે પણ બાળ વયથીજ ધ્યાન આપવામાં આવ્યું હતું—આ ભાઇ પોતાની બહુજ નાની વયે મેટ્રીકની પરિક્ષામા પાસ થયા હતા.

આવી રીતે પરિક્ષા પાસ થવાથી વધુ કેળવણી માટે આપણા આ ભવિષ્યના દેશ ભકત પુત્રને તેના પિતાશ્રી કલકતે લઇ ગયા. કલકત્તામાં કેશવચંદ્રસેનના ભાષણોથી તે છક થઇ ગયો અને ત્યાં તેમણે બ્રહ્મ ધર્મ સ્વીકાર્યો. આ વખત તેની વય માત્ર ૧૮ વર્ષની હતી. તેના પિતા અને સગાઓએ આ ધર્મમાં નહી જોડાવવા તેને ઘણો આગ્રહ કર્યો—સમજાવ્યો પણ બધુ મિથ્યા. આમ બનવાથી તેના ચીઢાયેલા પિતાશ્રીએ પોતાના એકના એક છોકરાનું મ્હો નહી જોવા નીશ્ચય કર્યો અને તેથી પિતાને દીઠા વીના ભાઇ બીપીન ૧૦ વર્ષ કલકત્તામાં રહયો. આટલુંજ નહી પણ બાબુ રામચંદ્રપાલે વીલ

કર્યું અને પોતાના આ ધર્મ ભ્રષ્ટ પુત્રને તેના વારસમાંથી પણ દુર કર્યો. આવી વીપત્તી છતાં બીપીન બાબુ પોતાનું અંતઃકરણ વેચી શકયો નહી અને જે કર્યું છે તે બરોબર છે તેમ માની કશાની દરકાર રાખ્યા વિના બધું સહન કર્યું.

આવું ધર્મ સંકટ વચ્ચે આવવાથી બીપીન બાબુના અભ્યાસમાં ખલેલ પોંચી.

કેટલાક વર્ષ પછી બીપીન બાબુના પિતા પોતાના પુત્રના મનોબળથી ખુશી થઇ મરણ સમયે બીપીન બાબુને બોલાવી પોતાની પચ્ચીસ હજાર રૂપિયાની મીલકત સોંપી દીધી.

બીપીન બાબુ પહેલ પહેલા ઓરીસામાં આવેલા કટક નામના ગામમાં વડા મહેતાજી તરીકે નોકર રહયા હતા. આ વખત તેની વય માત્ર ૨૧ વર્ષની હતી. આ ગામમાં ત્રણ વર્ષ સુધી તેઓ મહેતાજી તરીકે રહયા; પછી તેઓ પોતાના વતન શીલહટ ગયા, ત્યાં કેળવણીની ખામી હોવાથી પોતે ત્યાં નિશાળ સ્થાપી અને ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપ વગેરે આપી ભણાવવા માંડયા પાંચ છ વર્ષ સુધી આમ ચાલ્યું પણ છેવટ પૈસા ખુટી પડયા અને તેથી આ મહાન કાર્ય આ ભાઇને છોડી દેવું પડયું. પછી બેંગલોરમાં રાયબહાદુર આર્કોટ નારાયનશીંગ બહાદુરે સ્થાપેલી સ્કુલના તે હેડ માસ્તર થયા જે શાળા હજુ પણ જાહોજલાલીવાળી સ્થીતિમાં છે. અહીં તે બે વર્ષ સુધી રહયા. અત્રે તે એક બ્રહ્મો ધર્મ પાળનારી ભલી અને પુજ્ય સ્ત્રી સાથે લગ્ન કર્યા. અહીંથી તે કલકત્તે ગયા અને ત્યાં સીટી લાયબ્રેરીના લાયબ્રેરીયન તરીકે દર માસે રૂ ૧૦૦ ના પગારે રહયા. અત્રે પુસ્તકાલયમાં રહી તેમણે ઘણું સારૂં વાંચ્યું અને બહોળું જ્ઞાન પ્રાપ્ત કર્યું આમ સારા વિચારો સંપાદન કરી ચઢતી સ્થીતિએ આવવા લાગ્યા તેવામાં તેમની ભલી પત્ની ગુજરી ગઇ અને

આથી તેને વૈરાગ્ય ઉત્પન થયો, સંસાર ત્યાગ કર્યો, સાધુઓના સહવાસમાં રહ્યા અને સંસ્કૃત જ્ઞાન પ્રાપ્ત કર્યું અને તે સાથે વેદાન્તનું ઉંચુ જ્ઞાન પણ મેળવ્યું. વળી વૈષ્ણવ ધર્મનું પણ કાંઇ જાણ્યું આમ સહવાસમાં આવવાથી તેને ભારત ભુમિના પ્રાચિન મહિમાનું પણ જ્ઞાન મળ્યું.

પોતાના મિત્રોની સલાહથી તે જાણીતા બાબુ સુરેન્દ્રનાથની વિધવા ભત્રિજી સાથે પુનર્લગ્ન કર્યું અને આ બાઇથી તેમને ત્રણ સુપુત્રો અને ચાર પુત્રીઓ પ્રાપ્ત થઇ છે.

મર્હુમ કાલીચરન બેનરજીએ કલકત્તામાં જ્યારે ત્યાના સીટી હોલમાં ખ્રીસ્તી ધર્મ ઉપર ભાષણો આપ્યાં અને તેમાં બ્રહ્મો સમાજ ઉપર હુમલો કર્યો તે વખતે બાબુ બીપીનચંદ્ર: જે કે અગાઉ પોતાની વકતત્વ કલા માટે જાહેર હતા. કોન્ગ્રેસની ત્રીજી બેઠક મદ્રાસમાં ભરાઇ તે વખત હથીયારના કાયદા વિરૂદ્ધ ભાષણ આપી રાજકિય ટોળામાં પોતાનું નામ વાતો કરતું કર્યું હતું પણ આ સમયે બ્રહ્મો ધર્મ વિષે છ ભાષણો લાગલાગટ કરી કાલી બાબુ ઉપર તેમણે જીત મેળવી અને મર્હુમ રાજારામ મોહનરાય પછી આજ એક ધર્મ સુધારક છે એમ પ્રજા સન્મુક કહેવડાવ્યું અને પોતાની વાહવાહ મેળવી હિંદુસ્તાનમાં મરહુમ મી૦ કેને ઉભા કરેલા ટેમ્પરન્સ મંડળનો તે બેન્ગાલ ખાતાનો એક આગેવાન હતો. દારૂ નિષેધ સબંધી તેણે સન ૧૮૮૭ થા ૧૯૦૦ સાલ સુધી ભાષણો આપી એક વકતા તરીકે નામ કહાડ્યું હતું અને તેનો વિચાર યુરોપ આદિ દેશો જેવાનો હતો જે માટે તેને સન ૧૯૦૦ની સાલમાં ઓક્ષફર્ડમા યુનીટેરિયન ગોસાયટી તર્ફથી ધર્મનો અભ્યાસ કરવા માટે સ્કોલરશીપ મળી. આથી તે ત્યાં ગયો અને ત્યાં જઇ એક વર્ષમાંજ પોતાની કોલેજના પ્રીન્સીપાલને એટલો તો પોતાના અભ્યાસથી છક પમાડ્યો કે તેણે તેને એક વર્ષ આખરે અભ્યાસ પુરો કર્યો છે એવું પ્રમાણ પત્ર આપ્યું. આમ બે વર્ષના બદલે એક વર્ષમાંજ પતાવવાથી તે જર્મન, ફ્રાન્સ,

અમેરિકા આદી દેશોમાં ગયો અને ત્યાં જઇ ધર્મ સંબંધી ભાષણો આપી અને લેખ લખી પોતાનો નીર્વાહ ચલાવતા—૧૯૦૨ ની સાલમાં તે તે હિન્દમાં પૂર્વના વિચારોનું મનન કરી અત્રે પાછા ફર્યા. અને ત્યાંની રિતભાતો જોવાથી તે બહુજ છક થયા હતા. અત્રે પાછા ફર્યા પછી તેમણે "નવીન હિંદ" ન્યુ ઇન્ડીયા નામનું અંગ્રેજી પત્ર કહાડયું જે પત્ર આજ સાત વર્ષ થયાં તેઓ ચલાવે છે. જે ચલાવવામાં તેમણે નથી રાખી મનની દરકાર કે નથી રાખી તનની દરકારને છેવટ પૈસા સામું પણ જોયું નથી અને એકલા હાથે અનેક મુશ્કેલી વચ્ચે તે પત્ર પોતાની માતૃભૂમિના હિતાર્થે ચલાવી આજે જે હિંદમાં નવી ચળવળ ઉભી થઇ છે તે આ મહાન પુરૂષના આ મહાન પત્રનેજ ઓશીગણ છે. એકલું વર્તમાન પત્ર કહાડી આ નર બેશી રહયો નથી, ભાષણો કરી દેશ ધ્રુજાવ્યો છે. દેશના હક માટે કોઇ પણ પ્રકારનો ડર રાખ્યા વિના હૈયે તે હોઠના સીદ્ધાન્ત પ્રમાણે તે વર્ત્તી સાચા બોલા તરીકે નામ આશકારા કર્યું છે.

રાજકિય સુધારક અને ધાર્મીક ભાષણો માટે તેણે પોતાનું નામ જાહેર કર્યું છે અને બંગાલના ભાગલા પછી દેશના માટે તેણે પોતાનો દેહ સમર્પણ કર્યો છે. પૈસાની દરકાર રાખી નથી. ઘર તર્ફ જોયું નથી અને છેવટ કેદખાનાનો પણ ડર રાખ્યો નથી. આ નરેજ જાણીતું બંદેમાતરમ પત્ર સન ૧૯૦૬ ના ઓકટોબર માસની તા૦ ૧૬ મીના રોજ સ્થાપ્યું હતું અને તે પત્રના સંબંધમાજ આજે તે જેલ ગૃહમાં બીરાજે છે.

આ ભાઇનું જીવન સાદુ છે. પૈસે ટકે સુખી નથી પણ વાણીએ દરીઆવ છે. દીલે ફુલો છે વિચારે વિશાલ છે. આવા નરો અહોકાળ જીવો તેજ અમારી પ્રાર્થના છે.

મુંબઇ, તા૦ ૧૯–૧૨–૦૭.

ભગુભાઇ ફતેચંદ.

# બીપીનચંદ્ર પાલના ભાષણો.

## નવી હીલચાલ.

૧

બંગાળાના પ્રસિદ્ધ રાજ્યદ્વારી મી૰ બિપિનચંદ્રપાલે ગયા મે માસમાં મદ્રાસની મુલાકાત લીધી હતી તે વખતે "સ્વદેશી હીલચાલ" તથા "સ્વરાજ્ય"ને લગતાં આપેલાં ભાષણો હાલના હિંદુસ્થાનમાં ચાલતા મામલાનો અચ્છો ચિતાર રજુ કરતા હોવાથી અમો એ ભાષણો ક્રમવાર આપવા ઇરાદો રાખીએ છીએ. એ ભાષણો પૈકીના શરૂઆતના ભાષણનું ભાષાન્તર આજે આપીએ છીએ; આ સભાનું પ્રમુખસ્થાન મી૰ સુબ્રામનીયા આયરને આપવામાં આવ્યું હતું. મી૰ બિપિનચંદ્રપાલે ભાષણ શરૂ કરતાં જણાવ્યું કે કલકત્તા ખાતે મળેલી બાવીશમી કોંગ્રેસ વખતે મદ્રાસ તરફથી ત્યાં આવી કેટલાંક ભાષણો આપવાનું મને આમંત્રણ થયું હતું તેને કબુલ કરીને તે આધારે હું આજે અહીં આવ્યો છું. શ્રોતા જનોની આજે જે ઠઠ જામી છે તેની સંખ્યા એકઠી થવાની મેં આશા રાખી નહોતી. મને મળેલો આવકાર મારી જાતને નહીં પણ 'સ્વદેશી અને સ્વરાજ્યની હીલચાલને આપવામાં આવેલો હું ગણું છું. આજે મળેલ ગંજાવર શ્રોતાજનોની ઠઠ કાંઇ આળસુ માણસોની નથી એમ હું માનું છું (ખરેખાત નહીંજ) અને એ ઠઠ હાલમાં શરૂ થએલી નવી હીલચાલની અચુક સાબીતી આપે છે. આ નવી હીલચાલ શી છે. આ નવી હીલચાલ વિષેની બહારની હીલચાલ વિષે તમો વર્તમાનપત્રોમાં વાંચો છો અને તમે તેને સ્વદેશી હીલચાલ તરીકે જાણો છો, લોર્ડ મિંટોની પ્રમાણીકપણાની સ્વદેશી હીલચાલ કરતાં

આ હીલચાલ વિષે તમો કાંઇ વધુ જાણો છો. આ હીલચાલનું મૂળ બોય-કાટ છે. (સાંભળો-સાંભળો) આ હીલચાલને તમો સ્વરાજ્યની નવા વિચારો તરીકે જાણો છો. અને તમારા સનમુખ કહ્યાથી તમો જાણો છો કે આ નવી હીલચાલ બંગાળાના ભાગલાની છે. (સાંભળો-સાંભળો) આ નવી હીલ-ચાલથી પૂર્વ બંગાળામાં તોફાન ઉઠયું છે. અને એ તોફાન આ દેશના લોકોનો પગાર ખાનારાઓએ ઉઠાવ્યું છે. (સાંભળો-સાંભળો અને શરમના પોકારો) આવુંજ તોફાન ગયા વર્ષમાં બારીસલ ખાતે થયું હતું. (શરમના અવાજો) આ તોફાનમાં નાના મોટા તમામને ખમવામાં આવ્યું છે તેપણ તમો જાણો છો, બંગાળાના જુદા જુદા પ્રાંતોમાંથી લોકપ્રીય આગેવાનોને પકડવામાં આવ્યા છે, લોકોની વંદે માતરમ લાકડીઓ તથા પોલીસના દંડાઓની પણ તમોને પીછાન થઇ છે, થોડા વખત પહેલાં પેનશનપર ઇંગ્લંડ ગએલા એક હીંદી અંગ્રેજે મારા એક મિત્રને બંગાળામાં આ હીલચાલનું આંતર સ્વરૂપ જાણવા લખ્યું હતું, અને આંતર સ્વરૂપ વિષે આજે હું કાંઇક કહેવા માગું છું.

આ હીલચાલ સાથી હૈયાતીમાં આવી છે. તેની પ્રેરણા અને મજ-બુતાઇની શકિતઓ કઇ છે. અને કઇ શકિતઓ આ હીલચાલના મૂળમાં છુપાઇ રહી છે, કઇ ઇચ્છાઓ આ હીલચાલ પૂરી કરવા ધારે છે. બંગાળાના ભાગલા વિષે નીસબત કહી શકાય મને કહેવા દો કે આ હીલચાલના સંબંધમાં બંગાળાની બહારના ભાગોમાં ઘણી અતિશયોકિત કરવામાં આવી છે. હું કબુલ કરૂં છું કે બંગાળી વર્તમાનપત્રોએ પણ તે વિષે કેટલીક અતિશયોક્તિ વાપરેલી છે. ભાગલા એક ખરાબ, ધિક્કારપાત્ર પગલું છે. બંગાળીઓ પોતાનીજ જાતનાથી છુટા પડવાના કામને ધીક્કારે છે. અમે કેટલાંક સૈકા થયા એકઠા રહેતા આવ્યા છીએ તે કોઇ જાણતું નથી. સામાન્ય સાહિત્ય અને ભાષામાં અમે અમારૂં ખાસ વિશેષ ઉત્પન્ન

કર્યું છે, અને હિંદુ તથા મુસલમાનને પોતપોતાની ખાસ જુદી કેળવણીની પદ્ધતિ છે. પ્રાચીનકાળના બંગાળીઓ એક પ્રજા તરિકે જણાયા છે. એકજ ભાષા બોલે છે, એક જાતનોજ સુધારો તેઓમાં છે, વાસ્તવિક રીતે એકજ જાતની કેળવણી ખીલવવાને યત્ન કરે છે અને આ મુળની ઐકયતા ભાષાની, ધર્મની, કેળવણીની ઐકયતા ઉપર રહી રાજદ્વારી હિતની વૃદ્ધિ થઇ છે. બ્રિટીશ રાજ્યની સ્થાપના થયા પછી એક કાયદો, એકજ રાજ્ય વહીવટ અને એકજ રાજ્યનીતિ નીચે આપણે ઉછર્યાં છીએ. આવી ઐકયતામાં રહેનાર પ્રાંતના એકાએક બે ભાગ પાડવાથી લોકો ઉશ્કેરાયા છે. તે માટે અમે અરજ કરી, દાદ માગી, વાંધા ઉઠાવ્યા, પણ એ સઘળું ફોકટ ગયું. (શરમ—શરમ) અને રાજકીય ઇચ્છાઓ તા૦ ૧૬ મી ઓકટોબર ૧૯૦૫ ના રોજ એક પ્રાંતના બે ભાગો પાડવામાં આવ્યા. આ પગલું બહુજ ઉતાવળથી લેવામાં આવ્યું કારણ કે લોર્ડ કર્ઝને જાણ્યું કે જ્યાં સુધી આ પગલું અમલમાં મૂકવામાં નહીં આવે ત્યાં સુધી લોકોમાં ઉશ્કેરણી ચાલુ રહેશે, પણ જો એ પગલું ચોકસ થયું તો ભૂતકાળમાં બન્યું છે તેમ ઉશ્કેરણી પણ મંદ પડી જશે, પણ આ વિષયની ઉશ્કેરણી મંદ પડી જવાને બદલે તે વધી અને નવાં નવાં કારણો હયાતીમાં આવવા લાગ્યાં આ નવીન શક્તિ તથા નવીન શવાલ શી રીતે ઉત્પન્ન થયો, કોઇ પણ સત્તા અને તેમાં પણ પરદેશી સત્તા જે પ્રજાને ઇશ્વરે એકત્ર કરી છે તેને જુદી પાડવાને શક્તિમાન નથી. એ સત્તા કદાચ નકશા ઉપર લાલ લીટીવડે વિભાગ નકી કરશે, પણ કલમના છેકાથી પ્રજા કાંઇ વિભકત થઇ શકતી નથી. આપણે કલમથી દરરોજ સલતનતના હજારો ભાગ પાડીએ છીએ પણ રાજ્ય તો તેમને તેમજ રહે છે. આપણે અમલદારોને કલમો ઘોંચીએ છીએ પણ અમલદારો તો આનંદી અને મજા ભોગવે છે. લોર્ડ કર્ઝને બંગાળાના ભાગલા પાડયા પણ બંગાળા તો એકજ રહ્યું છે અને એ સઘળો યત્ન જીંદગી સુધી બંગાળીઓ એકજ રહે તે માટે હસ્તામાં આવ્યો, તેથી

બંગાળાના ભાગલાનું પગલું એક નિષ્ફળતા નિવડી અને એ નિષ્ફળતા અમે કલકત્તામાં તા૦ ૭ મી ઓગસ્ટ ૧૯૦૫ ના રોજ ભરેલી સભાએ સાબીત કરી આપી છે. એ યાદગાર દીવસની સાંજે હું ટાઉનહોલના પગથીઆ ઉપરથી ભાષણ આપતો હતો, શ્રોતાજનો ઉભરાઇ જતા હતાં, તે વખતે તેમનો વિચાર ઉદભવ્યો હતો કે આજે સાંજે જો હિંદના વાઇસરોય પોતાના પવીત્ર શરીરને શીમલાના પહાડ ઉપરથી આવી પાસેના વડના ઝાડની ટોંચ ઉપર બેસાડી આ દેખાવ નીહાળે તો ભાગલાના શવાલને જરૂર રદ કરે. ગૃહસ્થો, ભાગલા નિષ્ફળ ગયા નથી. મી૦ મોરલી કહે છે કે એ સવાલ નક્કી થયો છે. ( શરમના પોકારો ) ઇતિહાસ પોકારીને કહે છે કે એ ભાગલા એક ચોકસ જાતની નિષ્ફળતા છે. (ખુશાલીના અવાજો) ભાગલા રહે છે કે દુર થાય છે તેની હવે અમોને થોડીજ દરકાર છે. કારણ કે આ ભાગલા રદ કરવાની અમારી આતુરતા, અમારા અંતકરણની વેદનામાં અમે ઉઠાવેલા વાંધા અમે સત્તાવાળાને કરેલી અરજીઓ, સઘળી રદ જતાં અમે કોના ઉપર આધાર રાખીએ એ અમે મેળવી શકયા નહીં. ભાગલાનો સવાલ શરૂ થયો તે અગાઉ સત્તાવાળાઓની ઉદારતા અને ન્યાયમાં અમોને વિશ્વાસ નહોતો. પરમેશ્વર લોર્ડ કર્ઝનને ખુશી રાખે ? (ખુશાલીના પોકારો અને હસાહસ) આ આશીર્વાદ હું અંતઃકરણ પૂર્વક આપું છું કે પરમેશ્વર તેને સુખી રાખો. (ચાલુ હસાહસ) કારણ કે, હીંદને લોર્ડ કર્ઝન કરતાં પરોપકારી બીજો કોઇ હાકેમ મળ્યો નથી. લોર્ડ રિપન માયાળુ, વિચારવંત, અને ભલા દયાળુ અંતઃકરણના હતા, પણ તે નામદારનો રાજ્ય અમલ લોર્ડ કર્ઝનના જેવો લાભદાતા નિવડયો નહોતો લોર્ડ રિપન સગી માના જેવા હતા. જ્યારે લોર્ડ કર્ઝન સાવકી માના જેવા નીવડયા છે જેમણે કડકાઇથી ફાયદો કર્યો છે. લોર્ડ રિપન દયાળુ રાજ્ય કર્ત્તા હતા, જ્યારે લોર્ડ કર્ઝન પરોપકારી હાકેમ હતા. જો કે પરોપકાર કરવો એ તેમની ઇચ્છા હતી કે નહીં એ એક જુદો સવાલ છે આ સવાલ સાથે

આપણે માથાફોડ કરવાની જરૂર નથી. એ વિષે તો બ્રિટિશ પ્રજા વિચાર કરશે. લોર્ડ કર્ઝનની હાકેમી વિષે તેઓજ પોતાના લાભને નજરમાં રાખી વિચાર ચલાવશે. પણ આપણી વિચાર શક્તિના ધોરણે આપણે એટલું તો કહીશું કે લોર્ડ કર્ઝનની હાકેમી જો કે નકીપણે પરોપકારી નહોતી પણ એવી હાકેમીમાંની એક હતી. ( નહીં, નહીંના પોકારો ) લાંબી મુદત સુધી આપણને રાજકીય પારણામાં ઉછેરવામાં આવ્યા છે. અને લાંબી મુદત સુધી સુંદર તથા મનહરણ કરે તેવાં બાળકોનાં જેવાં રમકડાં આપી શાંત પાડવામાં આવ્યા છે. લોર્ડ રિપતનીજ આ રાજ્યનીતિ હતી, અને બીજાઓ પણ તેવી રાજયનીતિગ્રહણ કરશે પણ પરમેશ્વરનો ઉપકાર માનવો જોઇએ કે લોર્ડ કર્ઝને બાળકોનાં જેવાં રમકડાં ફેંકી દીધાં છે, અને તેનીજ સાથે "સ્વરાજ્ય" ની તૃષ્ણા આપણામાં જન્મ પામી છે. (સાંભળો સાંભળો) આ તૃષ્ણા લોર્ડ કર્ઝને જગાડી છે તે માટે પરમેશ્વરનો ઉપકાર માનો કે લોર્ડ કર્ઝન લાંબુ આયુષ્ય ભોગવે અને વડા પ્રધાનના હોદ્દા ઉપર જાય કે જે વખતે આપણે "સ્વરાજ્ય" મેળવવાનો પેગામ તેમની હજુર રજુ કરીએ ( વંદે માતરમના મોટેથી અવાજો )

ગૃહસ્થો, લોર્ડ કર્ઝને પ્રજાના સુસ્ત અંતઃકરણને જાગૃત કરેલ છે. આ માટે શું તજવીજ કરવામાં આવે છે. હું ૧૮૮૭ માં મદ્રાસમાં આવ્યો હતો ત્યારે સ્વતંત્ર વિચારનો હતો તે પછી અતિશય છુટા વિચારનો થયો પણ તેથી કાંઈ મારી રાજ્ય પ્રત્યેની લાગણીમાં ફરક પડયો નથી. રાજ્ય પ્રપંચી કાવત્રાં એ આપણાં જેવી જીતાયલી પ્રજાને જરૂરનાં નથી તેમ અનુકુળ પણ નથી. મારા મીત્ર મી૦ ચોધરીએ થોડા વખત પહેલાં જણાવ્યું હતું કે તાબેદાર પ્રજાને રાજકીય ચળવળ હોયજ નહીં પણ હું રાજકીય ચળવળ અને રાજકીય પ્રપંચમાં તફાવત જોઉં છું. રાજ્ય પ્રપંચ એટલે વિચારોને છુપાવવા તે અને તે એક બીજા રાજ્ય વચ્ચે જરૂરનું છે. પણ પ્રજામાં આ પ્રપંચી રાજયનીતિ કામની નથી. તાબેદાર પ્રજાને પોતાની રાજ્યકીય ચળવળ

હોવીજ જોઇયે. આ વિચારો જે વખતે મારા મનમાં ઠસેલા હતા તે વખતે સ્થિતી એવી હતી, અને એ વખતની સરકારમાં મારો વિશ્વાસ હતો. આપણુને શીખવવામાં આવતું કે આપણો મોક્ષ ઇંગ્લંડના હાથમાં છે. આપણે માનતા કે ઇંગ્લંડનું હિંદમાં આવવું એ ઇશ્વરી ફરમાન છે. હું માનું છું કે એ ઇશ્વરી મિશન છે, પણ એ જુની માન્યતામાંથી "જાણી જોઇને" એ શબ્દ, ખેંચી લેઉં છું. ૧૮૮૭ માં આપણે સઘળા માનતા કે ઇંગ્લંડ હિંદનો રાજ્યકીય ઉદ્ધાર કરવા અંતઃકરણના ઇરાદાથી યત્ન કરે છે, અને આપણુને હાથ પકડીને દુનિયાની પ્રજાઓ વચ્ચે આપણી યોગ્ય જગોએ બેસાડશે. લોર્ડ રિપને બક્ષેલા સ્વરાજને વિસ્તૃત કરી, ધારા કાંઉંસીલોનું બંધારણ લંબાવી, દેશની નોકરીમાં દેશીયોની મોટી સંખ્યા નીમી, લશ્કરી નોકરીમાં દેશીઓને દાખલ કરી, આપણુને હકો આપવામાં આવશે. ૧૮૮૭ માં આપણે આ સઘળુ માનતા હતા, અને તેથીજ ઇંગ્લંડ આપણને આ કામો માટે લાયક થવા કેળવે છે, અને લોર્ડ મેકાલેના કહેવા પ્રમાણે હિંદી પ્રજા જેવી એક પ્રાચીન પ્રજાનો ઉદ્ધાર કરવા માટેજ ઇંગ્લંડના સ્વાધિનપણામાં હિંદ આવ્યું છે અને જે દીવસે એ સઘળું થશે તે દિવસ તવારીખમાં કીર્તિવંત ગવાશે. આ મેકાલેએ કહ્યું છે અને તે કથનને આ દેશના તથા ઇંગ્લંડના હાકેમોએ પુનઃ પુનઃ યાદ કર્યું છે.

આ કથનને સત્ય કરવા આપણે ઇંગ્લંડ ઉપર ભરોસો મુકીએ તો એ સઘળું સત્ય ઠરે. (ખુશાલીના અવાજો) આજ શ્રદ્ધાથી કોંગ્રેસમાં ચપળતા આવી હતી. અને ભૂતકાળની સઘળી રાજ્યકીય હીલચાલ આજ શ્રદ્ધામાં વિશ્વાસ રાખવાથી ઉદ્ભવી હતી એ શ્રદ્ધા તમારામાં હજુ પણ છે. (ના, ના, ના અવાજો) હવે આપણામાં એ શ્રદ્ધા નથી એમ કહેતાં બીહવાની કાંઇ જરૂર નથી. લોર્ડ કર્ઝને જણાવ્યું છે કે આવી શ્રધા રાખવાની જગો નથી. અને એ શબ્દો આ પ્રમાણે છે. બજેટ ઉપરની તકરાર વખતે તે નામદારે જણાવ્યું હતું કે મહારાણીના ઢંઢેરાને આપણે ખોટી રીતે વાંચ્યો

છે તથા ખોટી રીતે સમજ્યા છીએ. આપણે તેને "મેગના ચારટા" કહેતા હતા પણ તે આપણી મૂર્ખાઇ હતી. "મેગના ચારટા"નો ઇતિહાસ ખાસ વિચિત્રજ છે, અને એ હક પત્ર ઉપર ગુંચવણ ભરેલી સ્થિતિમાં સહી મૂકાએલી હતી, અને તે વખતે એક અંગ્રેજ રાજ્યકર્ત્તા દયાજનક સ્થિતિમાં હતો, તે વખતે એ હકપત્ર અંગ્રેજ પ્રજાને મળ્યું હતું. એવી સ્થિતિ ન થઇ હોય અને જે પત્રક મળે તે ",મેગના ચારટા" કહેવાય નહીં તેને તો બીજુંજ નામ આપવું જોઇએ. એ વખતે અંગ્રેજ પ્રજાની જીંદગીને અનુસરીને બોલવામાં આવતું તેથી આપણે પણ આ ઢંઢેરાને મેગના ચારટા કહેતા થયા. આ ઢંઢેરામાં શરતો છે અને તેમાં આપણી લાયકાત, આપણી કેળવણી અને સદવર્તનને લગતી છે માટે લોર્ડ કર્ઝન કહે છે, કે તેમાં એવું કાંઇ નથી તેમાં તો બ્રિટિશ પ્રજાની હાકેમીનીજ બીના છે. (શરમના પોકારો) હિંદીઓ લાયક થાય કે ન થાય પણ જ્યાંસુધી બ્રિટિશ રાજ્ય હિંદમાં છે ત્યાંસુધી વહીવટ તો અંગ્રેજોનાજ હાથમાં રહેવો જોઇએ, એટલે તમો હુકમ ઉઠાવનાર થઇ શકો પણ હુકમ કરનાર ન થઇ શકો. આવો વિચાર લોર્ડ મિન્ટો પણ ધરાવે છે તે નામદારે બજેટ ઉપરના ભાષણ વખતે જણાવ્યું છે કે જે જે સુધારાઓ થવા જોઇએ તે હિંદી સરકારેજ કરવા જોઇયે પણ પ્રજાના દબાણથી એ સુધારા અમલમાં મુકવા ન જોઇએ. જે વાત લોર્ડ કર્ઝને કહી હતી તેજ વિચારો લોર્ડ મિન્ટો જાહેર કરે છે. હિંદી પ્રજાના વિચારો આમાં કાંઇ કામ આવશે નહીં એવું તેમનું કહેવું છે. (શરમના પોકારો) બ્રિટિશ સરકાર જે કરે છે તેમાં અવાજ ઉઠાવવાનો તમોને શો હક છે. હું પૂછુ છું કે તમો જો તેઓની સ્થિતિમાં હો તો તમે તેમ કરો (ના ના ના.) ત્યારે શરમના પોકારો નહી. પહેલાં આપણે અંગ્રેજોને દેવતાઇ અંશના ગણતા હતા, અત્યારે તેઓ અન્યથા માલમ પડ્યા છે તેમાં તમારી યોગ્યતા જણાતી મૂર્ખાઇ ભરી હતી. સત્ય અને ન્યાયના નામની ખાતર તેઓને માણસ જાતથી ઉતરતા ગણાતા નહી, તેઓ માણસો છે, પણ

તેઓ પરોપકાર કરવા આહી આવ્યા નથી, તેઓને પોતાને વેપાર વધારવાનો છે, પોતાનું રાજ્ય ફેલાવવાનું છે દેશના સાધનોની તપાસ કરવાની છે, અને દેશની બુદ્ધિ તથા પૈસા વડે પોતાની બુદ્ધિ તથા પૈસાનો સુધારો કરવાનો છે. (શરમના અવાજો) શરમના અવાજો પોકારવા એ ઠીક વિચાર છે પણ તેને ખરાબ કારણ છે. રાજ્ય સુધારણાની બાબતમાં લોર્ડ મિન્ટો કહે છે કે પ્રજાનો અવાજ કામનો નથી. આ વિચાર નુકશાનકારક નથી કારણ કે જો તમોને હક આપવામાં આવે તો તમો માગતાજ રહો ને અંતે તેઓના હાથમાં કાંઇપણ રહે નહીં તેથી પણ લોર્ડ મિન્ટો કહે છે કે તમે કહો તે અમે કાંઇપણ કરીશું નહીં, પ્રજાના દબાણથી કાંઇ કરવાનું નથી. આપણે એટલો વખત હવામાંજ કીલ્લા બાંધતા હતા, કે આપણે માગીશું તે મળશે, એવો આપણો ભરોસો હતો. કોંગ્રેસની પણ આજ લાઇન હતી. હિંદી સરકાર પ્રજાના વિચારને માન આપી ભુલ સુધારશે એવી આપણી માન્યતા હતી, પ્રજા અવાજને તે માન આપતી નહોતી ત્યારે આપણે જાણતા કે આપણે જોઇએ તેવી હીલચાલ કરતા નથી, પણ લોર્ડ મિંટો કહે છે કે અમે પ્રજાના વિચારની તલમાત્ર દરકાર કરતા નથી. આ રીતે લોર્ડ મિંટો લોર્ડ કર્ઝનના વિચારોને પુષ્ટી આપે છે ને તેને આપણો પ્રમાણિક હીંદી વજીર જોન મોરલી ટેકો આપે છે, કેમકે મી૦ મોરલીએ બજેટ ઉપરના ભાષણમાં જણાવ્યું છે કે હિંદમાં એક હથ્થી સત્તાની જરૂર છે એક હથ્થી સત્તા એટલે પ્રજાના અભિપ્રાયને ન ગણકારનાર એક હથ્થી સત્તા એટલે જુલમી રાજ્ય, પ્રજાના અભિપ્રાયની દરકાર નહીં કરનાર, લોર્ડ કર્ઝન. લોર્ડ મિંટો તથા મી૦ મોરલીએ દર્શાવેલા વિચારો એક સરખોજ ભાસ પાડે છે, પણ બ્રિટીશ રાજ્ય વિષે આપણને જે શીખવવામાં આવ્યું છે તે સાથે આ ત્રીપુટીનો અભિપ્રાય મળતો આવતો નથી. આપણને શીખવવામાં આવ્યું છે કે બ્રિટિશ રાજ્ય એ કોન્સટીટયુશનલ ગવરમેંટ છે અને સરકાર પણ હિંદમાંના રાજ્યને તેનુંજ કહે છે. શું બ્રિટિશ રાજ્ય કોન્સ્ટીટ્યુશનલ ગવરમેંટ

છે; મધ્યમ વિચારના મારા કોંગ્રેસ બંધુઓ, તેને કોન્સ્ટીટયુશનલ ગવરમેંટ કહે છે. અને તેમ કહેવામાં થોડો ગુંચવાડો થાય છે. દરેક રાજ્યને તેવું બંધારણ હોય છેજ, બંધારણ વગરનું રાજ્ય હોઇ શકેજ નહીં. જો બંધારણ નહોય તો જારીપણું તથા રાજ્યનિતિ પણ નહોય. બંધારણ ન હોય તો ભાગ ભાગ વચ્ચે અને અખીલ ભાગ તથા ભાગ વચ્ચે નિયમ રહેજ નહીં. કોઇ પણ સરકારને રાજ્ય વહીવટની પદ્ધતિ હોય અને પદ્ધતિ છે તેજ બંધારણ છે, રૂશિયાના ઝારને પણ પોતાનું રાજ્ય બંધારણ છે. પણ તેને કોણ કોન્સ્ટીટયુશનલ ગવરમેંટ કહે છે. પરસીયામાં થોડા વખત પહેલાં બંધારણ હતું પણ તમે કહેશો કે થોડો વખત પહેલાંજ તે કોન્સ્ટીટયુશનલ ગવરમેંટ થયું છે. ત્યારે બંધારણ એટલે શું. બંધારણ શબ્દ ટેકનીકલ શબ્દ છે, અને તે પોલીટીકલ હિસ્ટરી અને પોલીટીકલ એકોનેમીઝમાંજ વપરાય છે ત્યારે એની વ્યાખ્યા એવી થાય છે કે જેમાં રાજ્ય ચલાવવાનાં સાધનો અને માન્ય થએલાં ખાતાંઓ જેની મારફતે સરકારના કામ ઉપર લોકોનો અભિપ્રાય લાગુ પડી શકાય એને કોન્સ્ટીટયુશનલ ગવરમેંટ કહે છે. કોન્સ્ટીટયુશનલ ગવરમેંટ એટલે જે સરકાર બંધારણની રૂએ પ્રજાને પોતાનો અભીપ્રાય રાજય કર્ત્તાઓ ઉપર કબુલ કરાવવાનો હક ધરાવી શકે છે અને કોન્સ્ટીટયુશનલ ગવરમેંટ (સરકાર) કહે છે. હવે હું પૂછું છું કે આપણને આવા હકો છે? ( ના, ના, ના અવાજો ) ત્યારે આપણે હિંદી સરકારના રાજ્યને કોન્સ્ટીટયુશનલ સરકાર કેમ કહી શકીએ. ઉપરમાં લોર્ડ મિંટો કહે છે કે પ્રજાના દબાણથી સરકાર કાંઇ કરશે નહીં, આ જાહેર કરવું શું કોન્સ્ટીટયુશનલ ગવરમેંટ કહેવાય? (શરમના અવાજો) જો સરકાર તેવી નથી તો પછી બંધારણ મુજબની ઉશ્કેરણી કેમ હોઇ શકે. બંધારણ એ શબ્દ હિંદી રાજ્યદ્વારીઓ ખોટી રીતે વાપરે છે. કોન્સ્ટીટયુશનલ (બંધારણ) અને કોન્સ્ટીયુટશનલ (બંધારણ મુજબનું) એ બે શબ્દોને હિંદી રાજ્યદ્વારીઓ કાયદાથી નિયત થએલ તરીકે વાપરે છે કાયદા કોણે

કર્યા છે. અથવા કોણ બાંધે છે એ ઝાઝા મહત્વની વાત નથી. હિંદુસ્તાનમાં બંધારણ મુજબનું એટલે કાયદાસરનું કાયદાને અનુસરતું હોય તે જણાવવામાં આવે છે. બંધારણ મુજબની ઉશ્કેરણી કરનારની કાયદા મુજબની સલામતી સચવાય તે એટલે પીનલકોડની કલમ ૧૨૪ એના પંજામાં તે ન સપડાય તેજ પીનલકોડની હદમાં રહીનેજ જે ઉશ્કેરણી કરી શકાય તે ઉશ્કેરણીને બંધારણ મુજબની ઉશ્કેરણી કહેવાય. આ વ્યાખ્યાની હદમાંજ ત્યારે નવી હીલચાલની ઉશ્કેરણી આવી જાય છે. અમે કાયદાની હદ ઓળંગી નથી ને ઓળંગવાના પણ નથી; અમે સરકારના કાયદાને માન આપીએ છીએ અને જ્યાં શહેરી તરીકેના અમારા મુળ હકોને કાયદો માન આપશે ત્યાં સુધી કાયદાને પણ હમો માન આપીશું. એવા કેટલાક હકો છે કે જે હકોને સરકાર ઉત્પન્ન કરી શકતી નથી પણ એવા હકો કોન્સ્ટીટયુશનલ હોતા નથી. એ હકોને કુદરતી હકો કેવામાં આવે છે, અને તેજ મૂળના હકો છે, જે હકોને આપવાવાળી કોઇ જુદીજ દૈવી સત્તા છે, જે રાજાઓની રાજા છે. અને જ્યાં લગણ જાતિ તથા માલ મીલકતની સલામતી સરકાર સાચવશે. ત્યાં સુધી અમે કાયદાને સંપૂર્ણ માન આપીશું, અને અમારી હીલચાલ એજ પદ્ધતિપર શરૂ રાખીશું, પચીસ વર્ષ થયાં બ્રિટિશ સરકાર ઉપરનો પ્રજા વિશ્વાસ ઉઠી ગયો છે, અને એ જુના વિશ્વાસની રાખમાંથી આ નવી હીલચાલરૂપ નવો વિશ્વાસ ઉત્પન્ન થયો છે. જેમ જેમ આપણો વિશ્વાસ પરદેશી રાજ્યમાં વધતો ગયો તેમ તેમ આપણી પરતંત્રા પરદેશી લોકો પ્રત્યે વધતી ગઇ અને આપણી કુદરતી નિર્માલ્યતા નબળી થતી ગઇ એજ બાબત આપણી રાજ્યનીતીમાં જણાતી રહી છે. એક બાજુથી હદ ઉપરાતની નિરાધાર સ્થિતિ, એટલે કે જો સરકાર કાંઇ નહીં કરે તો આપણે આપણો હેતુ કેવી રીતે બર લાવી શકીશું. જો સરકાર આપણી અરજ નહી સાંભળે તો આપણે શું કરીશું. આ વિચારો નિરાશાના છે, લોકોએ નિરાશ નહી થતાં પોતાનો ઉદ્ધાર પોતેજ કરવો જોઇએ. સરકાર ઉપરથી અમારી

નજર ઉઠી ગઇ છે અને અર્ધા ભુખે મરતાં, નગ્ન, ધૈર્યવાન સહનશીલતા-વાળા ત્રીસ કરોડ હિંદીવાનો તરફ ગઇ છે.

જેમણેજ આ નવી હીલચાલને જન્મ અપાવ્યો છે. એટલે આ હીલ-ચાલના પાયાનું મંડાણ લોકોના વિશ્વાસનુંજ છે. ભરોંસો તેમનોજ છે, ભરોસો પ્રજાની અક્કલમાં છે, ભરોંસો પ્રભુમાં છે, જે પ્રભુએ આ પ્રજાની બુદ્ધિને ઐતિહાસીક ફેરફારમાંથી દોરી બહાર કહાડી છે, અને ભરોંસો હિંદી-વાનોની છેવટની સ્થિતિ ઉપર છે. સરકાર ઉપરથી વિશ્વાસ ઉઠી જતાં પ્રજા ઉપર વિશ્વાસ આ નવી હીલચાલે રાખ્યો છે, એ તેનું તાત્પર્ય છે. આ દેશની ત્રીસ કરોડ માણસની વસ્તી છે, તેના ઉપર બધા મળીને ત્રણ લાખ અંગ્રેજો રાજ્ય ચલાવેછે, પણ ઇંગ્લંડ હથીઆરના બળથી રાજ્ય ચલાવતું નથી. એ કેવળ અશક્યતાજ છે. કઇ તલવારથી તે રાજ્ય કરે છે તે "ટાઇમ્સ" બતાવશે ? કયા વાવનખથી રાજ્ય ચાલે છે તે "પાયોનીયર" કહેશે ? અંગ્રેજો કહેશે કે તેઓએ તલવારના બળે હિંદ જીત્યું છે અને તેજ બળે હિંદને સાચવી રાખશે. પણ તે ખરૂં નથી, પણ તલવારથી જીતેલું કદાચ માનીએ તો તલવાર હિંદી સિપાઇઓનીજ હતી. ગામ દીઠ કયાં સોલજરને કયાં બંદુક છે તો પણ બંદોબસ્ત જળવાય છે. આવી રીતે રાખી પણ શકાય નહી જર્મની કે રૂશિયા જેવી સત્તા પણ હિંદના દરેક ગામમાં લસ્કરી જાપતો મૂકી શકે નહી (હસાહસ) જયારે જયારે મને કહેવામાં આવે છે કે હિંદને તલવારથી જીતવામાં આવ્યું છે, ને તેને તેથીજ રાખવામાં આવે છે ત્યારે ત્યારે મને ઉપનિષદની એક વાત યાદ આવે છે. તૈતીર્ય ઉપનિષદમાં કહ્યું છે કે બ્રહ્માએ દેવતાઓને પેદા કર્યા પણ દેવતાઓ બ્રહ્માના શત્રુઓને ભુલી ગયા તેઓએ ધાર્યું કે આ આપણી કીર્તિ છે, આપણી જીત છે દેવો દર-બાર ભરીને બેઠા હતા (લોર્ડ કર્ઝને દીલ્હી દરબાર ભર્યો હતો તેમ)ને ઇંદ્ર પોતાની મેઘગર્જના માટે અગ્નીવરૂણ પોત પોતાના પરાક્રમ માટે અભિનં-દન લેતા હતા તેવામાં એક વિચિત્ર આકૃતિનો પુરૂષ આ દરબારમાં આવ્યો

દેવો આ પુરૂષ તરફ જોઇ રહ્યા પણ તેને ઓળખી શકયા નહીં. આ વિચિત્ર આકૃતિ શી હતી? દેવોએ અગ્નિને દુત તરીકે મોકલ્યો, અગ્નિ એ આકૃતિ પાસે જઇને પુછવા લાગ્યો કે તું કોણ છે. એ વિચિત્ર પુરૂષે અગ્નિને કહ્યું, અગ્નિ છું. તું શું કરી શકે. અગ્નિએ કહ્યું હું પૃથ્વિ તથા આકાશને બાળી શકું છું. આ વિચિત્ર પુરૂષે એક ઘાસનું તણખલું લેઇને અગ્નિને કહ્યું કે આને બાળ જોઇએ. અગ્નિએ પોતાની સઘળી શકિત તેને બાળવાને કામે લગાડી પણ તેને બાળી શકયો નહીં, તે પછી વરૂણદેવ (જળદેવ) ગયો, વાયુ ગયો તેઓને પણ ડુબાડવા તથા ઉડાડવાની વસ્તુઓ આપવામાં આવી. સઘળી શકિતઓ અજમાવ્યા છતાં તેઓ પરાક્રમ અજમાવી શકયા નહીં. છેલ્લે ઇંદ્ર ગયો ત્યારે આ વિચિત્ર આકૃતિવાળો પુરૂષ અદૃષ્ય થયો પણ તેને બદલે એક દૈવીજ્ઞાનની શકિત દ્રષ્યમાન થઇ જેણે ઇંદ્રને કહ્યું કે આ શકતીના પરાક્રમથીજ તમોએ (દેવોએ) અસુરોને જીત્યા છે, પણ હવે તમો એ શકિતને વિસરી ગયા છો. હવે જો હિંદના ત્રીસ કરોડ માણસો તેઓનું બળજ નહીં પણ માત્ર નિશ્ચય અને તે નિશ્ચય જો દિલ્લી દરબારની સમીપમાં સ્થાપિત કરવામાં આવે તો લોર્ડ કર્ઝન પુછે કે આ વિચિત્ર વસ્તુ શી છે અને ત્યારેજ સત્તાવાળાઓ જાણે કે જે શકિતવડે દેવોએ અસુરો જીત્યા તેજ શકિત એ હતી કે જે શકિતવડે, હિંદુસ્થાનનનું રાજ્ય ચલાવવામાં આવે છે તે શકિત યક્ષના જેવી છે. સત્તાવાળાઓ પોતાના અભિમાનમાં અજ્ઞાનતામાં અને બેવકુફાઇમાં આ શકિત જોઇ શકતા નથી. આ શકિતને આંખો નથી. પણ તે જુએ છે, કાન નથી પણ સાંભળેછે. અકલછે પણ શું બને છે તે જોવાને તે અકલ કામે લગાડી નથી ત્યારે હિંદુસ્થાનનું રાજ્ય કોણ ચલાવે છે? રાજ્ય ચલાવનાર આપણે છીએ દરેક જીલ્લામાં કેટલા અંગ્રેજો છે. કોઇ જીલ્લામાં બે કે કોઇમાં ત્રણને ચાર અને છ અંગ્રેજો કરતાં વધુ હોતા નથી. ત્યારે કોની મોરલી ઉપર આ અંગ્રેજો નાચે છે, તાબાના નોકરો કે જેઓ સઘલા દેશીઓ છે તેઓ ઉપરજ રાજ્ય ચ-

લાવવાનો આધાર છે. બંદોબસ્ત તથા સુલેહ કોણ જાળવે છે? તેઓ પણ આપણાજ દેશીઓ છે. અંગ્રેજો મોટા દરજ્જે હોય છે તે ભારે પગાર મેળવે છે પણ દેશીઓ ગુંચવાડા ભરેલાં અને મુસ્કેલ કામો કરે છે. જો આપણે રાજ્યની નોકરીમાંથી દુર થઇએ તો રાજ્ય ચાલવું બંધ પડે. (ખરે-ખરના પોકારો) જ્યારે એમ છે ત્યારે રાજ્ય ચલાવવાની છુપી કુચી શી, શું મંત્ર બળથી રાજ્ય ચાલે છે. (ગરીબાઇના પોકારો) એ એક જુદી વાત છે. આપણુ એક માયાનું કામ છે, માયા માયા, ને માયાજ છે, અને બ્રિટિશના જાદુઇ શકિતની લક્ષણની માન્યતામાંજ આ નવી હીલચાલનુ બળ છે. આપણે જે માંગીએ છીએ તે આ છે. આ માયાનો નાશ કરવા-નુંજ આપણે માગીએ છીએ. આપણા ઉપર માયાનો પ્રયોગ કરવામાં આવ્યો છે અને તેથી આપણે એવી માન્યતાવાળા થયા છીએ કે જોકે આપણે ત્રીસ કરોડ છઇએ છતાં શકિતહીન છઇએ. આ મંત્ર આપણા કાનમાં પચાશ કે સો વર્ષ થયાં મુકવામાં આવ્યો છે કે આપણે નબળા અશકત છઇએ. અંગ્રેજ અમલદારો એક દેશીની સામે બીજાને મૂકી તેને પોતાની જીત કહે છે. એટલે કે તેઓ કેવી રીતે તવારીખ લખે છે. તેઓ પ્લાસીની તવારીખ તથા લોર્ડ ક્લાઇવના પરાક્રમો ઉજવવા માગે છે, પણ કોણ લડયા અને કોણ જીત્યા, અને પ્લાસીની લડાઇમાં કોણ હાર્યું. મીરજાફીર! દગાખોર મીરજાફીર, દુર ઉભો રહો. મુસલમાન ભાઇઓએ નોંધ લેવી કે જ્યારે બંગાળાના નવાબનું રાજ્ય લઇ લેવામાં આવ્યું ત્યારે જે ફકત એકજ માણસ લડ્યો હતો તે હિંદુ ગ્રહસ્થ હતો. નવાબના મુસલમાન સરદારો અલગ ઉભા હતા. મીરજાફીર જો બહાદુરીથી લડ્યો હોત, મુર્શીદાબાદનો દગાખોર જગત શેઠ, જો કલાઇવ જેવા એક કલાર્કની સાથે કાવત્રામાં જોડાયો નહોત તો કલાઇનાં કહેવાતાં બહાદુરીનાં પરાક્રમો! કદી પણ હયાતીમાં આવ્યાં હોત નહીં. આ સઘળું બ્રિટિશ રાજ્ય કેવી રીતે ચાલે છે, તે બતાવે છે. પણ આપણે તે જાણતા નથી. સીરસ્તેદારો ઇન્સ્પેકટરો અને ડેપ્યુટી કલેકટરો



પોતે પોતાની સત્તા જાણતા નથી પણ માત્ર તેઓ ઉપરીને ખુશી કરી પગાર વધારવામાંજ સંતોષ માને છે, તેથીજ આ માયિક તંત્ર ચાલે છે. બંધુઓ જો આપણે નબળા શક્તિહીન હોઈએ તો તે નબળાઈ વાસ્તવિક નથી પણ માયિક-ભુલાવો ખતરાવનારી છે. આપણે એક બીજાથી છુટા પડીએ છીએ તે પણ આ માયાનુંજ કામ છે, પણ જ્યારે કોઈ અગત્યનો સવાલ ઉભો થાય ત્યારે આપણે એકત્ર થવું જોઇએ. પણ આ દેશમાં આપણા અંગત કુટુંબીક લાભ શિવાય મહત્વનો શો સવાલ છે? આ દેશના રાજ્યમાં આપણું શું હિત છે. આપણે કહીએ છીએ કે આપણે વિભાગોમાં વહેંચાયલા હોવાથી રાજ્ય ચલાવી શકીએ નહીં, આપણું રાજ્ય આપણે ન ચલાવી શકીએ કારણ કે આપણે નાતજાતોમાં વહેંચાયલા છીએ એમ આપણે કહીએ છીએ. અનેક પંથોમાં વહેંચાયલા છીએ. હિંદુ મુસલમાનથી અલગ ઉભો રહે છે તે મુસલમાન ક્રીશ્ચીયનથી દુર ભાગે છે. આપણે કહીએ છીએ કે આ દેશમાં ઘણા ધર્મો, ઘણી ભાષાઓ, અને ઘણી નાત જાતો હોવાથી મતભેદ પણ ઘણા છે તેથી આપણે રાજ્ય બંધારણ કેવી રીતે કરી શકીએ ને ઐક્ય વધારી શકીએ, ઇંગ્લંડમાં એક વખતે આવોજ પ્રકાર શું નહોતો? પ્રીન્સ બીસમાર્કના વખત પહેલાં જર્મનીમાં જુદા જુદા પ્રાંતોનું રાજ્ય નહોતું કે જે પ્રાંતો એકત્ર થવાથી આજનું જર્મન મહારાજ્ય થયું છે. સામાન્ય હિત સામાન્ય જીવનને માટે બીજા લોકો ઉપલા તફાવતને ભુલી ગયા છે તેમ આપણે પણ તજી દઇ શકીએ નહીં? આપણા પ્રાચીન ઇતિહાસ ઉપરથી શું આપણને આ બાબતમાં ધડો મળે એમ નથી.? શીખ, અને મરાઠા પ્રજાના બેજ દાખલા હિંદી તવારીખમાં છે. શીખનો દાખલો ફક્ત પંજાબને માટેજ છે. મરાઠાઓમાં મહાન શીવાજીએ હિંદુઓ તથા મુસલમાનોને એકત્ર કર્યા હતા, જે પ્રમાણે બંગાળામાં પ્રતાપ આદિત્યે કર્યું હતું. તમો કહેશો કે મુસલમાનો તથા અંગ્રેજો વચ્ચે કુસંપ હતો. પણ પ્રતાપના વખતમાં મોગલ બાદશાહ અકબરનો સરદાર માનસીંહ [illegible] આવ્યો ત્યારે હિંદુઓની સાથે મુસલમાનો પણ તેની સામે લડયા.

હતા. ઇસફ નામનો મોટો મુસલમાન જાગીરદાર પ્રતાપની બાજુમાં રહી લડયો હતો, તેમજ સઘળી કોમોનું સામાન્યહિત જો તમો બતાવો તો સઘળી કોમો તેમાં સામેલ થશે. આપણને કહેવામાં આવે છે કે આપણામાં સંપ નથી અને આપણે તે માનીએ છીએ, આપણને કહેવામાં આવે છે કે આપણે નબળા છીએ, ને આપણે તે માનીએ છીએ. આપણે રાજ્યદ્વારી બાબતોમાં અજ્ઞાન છીએ અને તે પણ આપણે માનીએ છીએ. અને આ આપણી માન્યતાએજ આપણને નબળા બનાવ્યા છે પણ આ સઘળી રાજ્ય માયા છે અને તેજ દુર કરી સાચા જ્ઞાનમાં આપણો મોક્ષ સમાયલો છે. લોકોને તેઓની શક્તિ શી છે તે અમે જાહેર કરીએ છીએ. અમારા વિચારો અમે લોકોને જાહેર કરીએ છીએ કે જે વસ્તુ લોકોએ જાણવાની છે તે એ છે કે લોકોમાં નિરાધારપણાની જે બુદ્ધિ દાખલ થઇ છે તે દુર કરવી જોઇએ. જે વસ્તુ સામે કમ્મર કસવાની છે તે વસ્તુ આ આપણી નિરાશા બુદ્ધિ છે, અને તે નિરાશા બુદ્ધિનો નાશ કરવો જોઇએ. તમે અને હું હવે જે માગીએ છીએ ને ધૈર્યબળ છે આપણી ઇચ્છાઓનો જે લાગણીઓ હવાલો લે તેવી લાગણીઓ આપણાંમાં ઉત્પન્ન થવી જોઇએ. આવીજ ઇચ્છાઓ વડે આપણે ઉપરમાં કહેલી માયાનો વધ કરી શકીશું, અને આપણા નિશ્ચયને દ્રઢ કરવા જે ભોગો આપવા પડે તેવા ભોગો આપણે આપી શકીશું, આ નિશ્ચય, આ ભોગ, આ જ્ઞાન, અને આ વિચારોજ હિંદી સવાલોનું નિરાકરણ કરશે જે વિચારો આજે નવી હીલચાલે તમારા હજુર રજુ કર્યા છે, આ નવી હીલચાલની પાછળ તેની સઘળી આશાઓ સઘળા મૂળતત્વો, અને તેની મહાન ફીલસુફી એકાદ બે કલાકના ભાષણમાં સમજાવી શકાય નહીં. આ હીલચાલ ફક્ત રાજયકીય હીલચાલ નથી, કે જે હીલચાલે હજુ સઘળું ધ્યાન ખેંચ્યું છે. આ હીલચાલ આર્થિક હીલચાલ નથી કે જે હીલચાલે હિંદની ગરીબાઇનો સવાલ જગાડયો છે આ હીલચાલ અગત્ય કરીને ધાર્મિક હીલચાલ છે. અને તે સામાજીક આર્થિક,

અને રાજયકીય જીવનમાં લાગુ પાડી શકાય છે સ્વતંત્રતાનો સંદેશો લાવનારી આ ફીલસાફી છે. આ ફીલસાફી વેદાંત-તત્વના જ્ઞાનના સંદેશા જેવી છે. વેદાંત ફીલસુફીનો આશય શો છે, વેદાંત શીખવે છે કે દરેક માણસના શરીરમાં તેનો પોતાનો આત્મા છે તેજ તેના અસ્તિત્વનું મૂળ કારણ છે, એજ ઇશ્વરી આત્મા છે, અને જેમ ઇશ્વર અનાદિ કાળથી સ્વતંત્ર છે તેવીજ રીતે દરેક માણસ અનાદિકાળથી સ્વતંત્ર છે. અને સ્વાનુભવિક છે. સ્વતંત્રતા એ મનુષ્ય પ્રાણીનો જન્મ સાથેજ મળેલો હક છે, એ હકનું મૂળ પરમેશ્વરમાંજ છે, અને મનુષ્યને ઉત્પન્ન થવાની સાથેજ તે મળેલો છે. ઇશ્વરની પ્રતિમાથી કે પ્રતિમા પ્રમાણે માણસ બન્યો નથી પણ ઇશ્વર જે અંશનો બનેલો છે, તેજ અંશનો માણસ બનેલો છે અને તેથી જેમ ઇશ્વર સ્વતંત્ર છે તેમ મનુષ્ય પ્રાણી પણ સ્વતંત્રજ છે, પછી તે માણસ રાજા હોય કે ગરીબ ખેડુત હોય, બ્રાહ્મણ હોય કે ભંગી હોય, પુરૂષ હોય કે સ્ત્રી હોય હિંદુ, મુસલમાન હોય, કે ક્રીશ્ચીયન હોય, ગરીબ હોય કે તવંગર હોય, અજ્ઞાન હોય કે પંડિત હોય પણ તે શાસ્વત, અને સ્વતંત્ર છે. આ સત્ય તમે કળી શકતા નથી, કારણ કે અજ્ઞાનતામાં તમે ગુચાવ છો. તમે આ સત્યનો અનુભવ લેઇ શકતા નથી, કારણ કે હજુ સુધી સ્વતંત્રતા તમારી સમજ કે આર્થિક સ્થિતિમાં પ્રચલીત થઇ નથી. રાજયકીય જીંદગીમાં આ સ્વતંત્રતાનો ઉપયોગ થતો નથી તેથી તેનું સત્ય તમે જાણી શકતા નથી અંગ્રેજને સ્વતંત્ર શહેરીની સ્વતંત્રતામા છે, ત્યાંજ આપણી કુદરતી સ્વતંત્રતાની આપણને પીછાન થઇ શકે. સ્વતંત્ર રાજયમાંજ આપણે આપણું બંધારણ બાંધી શકીએ, આપણે કબજામાં રહી શકીએ, સ્વતંત્રતા એટલે બંધારણ, કબજાની ગેર હાજરી નહી પણ પોતાના ઉપરનો કાબુ કહી શકાય. સ્વતંત્રતા એટલે નિયમ કરવાની ખામી નહીં પણ પોતાની જાતને નિયમમાં રાખવી તે, નિશ્ચયની દ્રઢતા એજ સ્વતંત્રતા છે. કાયદાને માન આપવું તે સ્વતંત્રતા છે, જે કાયદા આપણેજ બાંધીએ છીએ, (ખુશાલીના પોકારો) આ

સ્વતંત્રતાજ રાજ્યકીય જીંદગીનો પત્તો મેળવી આપે છે તેથીજ હું કહુછું કે
આ નવી હીલચાલ નથી. આ હીલચાલ ફક્ત રાજ્યકીય હીલચાલ નથી પણ ખાસ
કરીને ધાર્મિક હીલચાલ છે. અંગ્રેજો તેનો મર્મ સમજી શકશે નહીં અને તેને
તેઓ જાણી શકશે નહીં. આ હીલચાલમાં તેઓની શ્રદ્ધા પણ હશે
નહીં, આપણી પ્રથમ શ્રદ્ધા પરમેશ્વરમાંજ છે, તવારીખમાં શ્રદ્ધા છે કે જે
તવારીખમાં ઇશ્વર સાક્ષાતકાર થાય છે. આપણા પોતાનાજ ઇતિહાસમાં
આપણી શ્રદ્ધા છે, આપણા લોકોની અકકલમાં આપણી શ્રદ્ધા છે. આજ
શ્રદ્ધાથી આપણે આજે વેરણછેરણ થયા છીએ પણ કાલે પાછા જોડાશું.
આજે નબળા છીએ પણ કાલે બળવાન થઇશું. આજે આપણે સ્વાત્મ
ભોગ આપવાને અશકત છઇએ પણ કાલે તે કરવાને શકિતમાન થઇશું.
આવાં સાધનો વડે નિશ્ચયથી, સ્વાત્મ ભોગ આપવાથી, અને એકત્ર જોડા-
વાથી, આપણે વહેલા યા મોડા આ હીલચાલે શરૂ કરેલા સ્વરાજ્યના
વિચારોને આપણે પામીશું. (ખુશાલીના અવાજો અને વંદેમાતરમના પોકારો.)

# સ્વરાજ્યની સમજ.



૨

આ ભાષણમાં શ્રોતાજનોની ઠઠ જામી હતી તેમાં કેટલાક વિદ્યાર્થીઓ પણ હતા, અને તેઓએ ભાષણકર્ત્તા મી૦ પાલના આવતાં પહેલાં "બંદે-માતરમ્"નું ગીત ગાયું હતું, તથા "બોયકોટ"ની હીલચાલ સાથે પોતાની પસંદગી બતાવવા માટે પહેરેલી પરદેશી ટોપીઓને બાળી મુકી હતી. મી૦ પાલ આવી પહોંચતાં તેમને "બંદેમાતરમ્"ના ગીત સાથ વધાવી લેવામાં આવતાં તેમણે "સ્વરાજ્યની સમજ" વિષે નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું.

અર્વાચીન હિંદી રાજ્યનીતિના સાહિત્યમાં "સ્વરાજ્ય" એ નવો શબ્દ છે. ગઇ છેલ્લી હિંદી કોંગ્રેસના પ્રમુખ મી૦ દાદાભાઇએ જાહેર કર્યું છે કે "સ્વરાજ્ય" એ આપણું લક્ષ્યબિંદુ છે. આ અભિપ્રાય ખાસ રીતે અર્થ સુચક છે, જો મી૦ દાદાભાઇ "સ્વરાજ્ય" એ આપણું લક્ષ્યબિંદુ છે એટલુંજ બોલીને અટકયા હોત તો એનો અર્થ કાંઇજ નહીં અથવા કાંઇ પણ કહી શકાત. "સ્વરાજ્ય" એ હિંદી રાજ્યનીતિનો જુનો શબ્દ છે, અને તેને ઓફીસરો અને ખાનગી ગ્રહસ્થો જુદી જુદી રીતે વાપરે છે. પણ મી૦ દાદાભાઇ એટલેથી અટકયા નહોતા, તેમના સ્વરાજ્યનો અર્થ ઘણોજ અર્થ સુચક હતો, અર્થાત સ્વરાજ્ય એટલે બ્રિટિશ સતા નીચેનું સ્વરાજ્ય બ્રિટિશ સત્તા નીચેનું સ્વરાજ્ય એટલે શું, આનો અર્થ આપણામાંના ઘણાખરા જાણુતા નથી. "સ્વરાજ્ય" કેવા પ્રકારનું કેવી પરિસીમાનું અને કેવી શરતો સાથનું હોવું જોઇએ તે આપણે જાણુતા નહતા. આપણા "સ્વરાજ્ય"નો અર્થ બીજાં રાજ્યો "સ્વરાજ્યો ભોગવે છે તેવો છે. સ્વરાજ્ય મેળવીને દેશમાં લેવાતા કરો આપણે નાંખી શકીએ, કાયદા બાંધી શકીએ બહારથી આવતા માણુસોને આપણે દેશમાં દાખલ થતા અટકાવી શકીએ વિગેરે. જો તેનો અર્થ એ થતો હોય તો પછી બ્રિટિશ સત્તા કયાં રહી ? (હસાહસ) બ્રિટિશ સતા આપણા પરદેશો સાથના સંબંધમાં સતા ધરાવી શકે, અને એ સતાને પ્રજાકીય લશ્કર કાબુમાં રાખી શકે દુનિયાની પ્રજા રાજ્ય પ્રપંચનું હથીઆર વિચારવાદ નથી પણ બળ છે. કે જે પ્રપંચ નિષ્ફળ જતાં વાપરવામાં આવેછે સુધરેલા કે જંગલી લોકોમાં પણ પરદેશો સાથના સંબંધમાં લશ્કરી બળ શિવાય કાબુ રાખી શકાય નહીં. (સાંભળો—સાંભળો) તેથી જો ઇંગ્લંડ આપણા પરદેશો સાથનો સંબંધ કાબુમાં રાખે તો વ્યાજબી રીતે તેણે લશ્કરી સત્તા પણ કાબુમાં રાખવી જોઇએ અને આ લશ્કરને નીભાવવા વ્યાજબી રીતે તેણે પ્રજાનાં નાણાનો પણ કાબુ ધરાવવો જોઇએ અને જો હકીકત આમ હોય તો પછી આપણો સ્વરાજ્યનો હક

ક્યાં જાય. હું હીમતથી કહું છું કે જો ઇંગ્લંડ આપણું આપણા પૈસે પરદેશીઓથી રક્ષણ કરે તો આપણા માટે તે ઘણું સગવડભર્યું થાય. (સાંભળો, સાંભળો અને ખુશાલીના પોકારો,) આમ કરવું આપણે ઘણું સુગમતાવાળું થઇ પડે પણ ઇંગ્લંડ માટે તેમ થાય નહીં. અને જ્યાં સુધી આપણે તેનું ખર્ચ આપવા બંધાઇએ નહીં ત્યાં સુધી તૈયાર ન થાય, પણ તમે કહેશો કે ત્યારે ઇંગ્લંડ બીજા સંસ્થાનોના સંબંધમાં તેમ કેમ કરે છે ઓસ્ટ્રેલીયા તથા કાનડાના સંબંધમાં ઇંગ્લંડ એજ પ્રમાણે વર્તે છે. તો હિંદના સંબંધમાં પણ તે પ્રમાણે શા સારૂ ન વર્તે. તેનો એક જવાબ એ છે કે ઇંગ્લંડ ગોરા અંગ્રેજોથી વસેલું છે, ને ઓસ્ટ્રેલીયા અને કાનડામાં પણ ગોરા વતનીઓ છે. (હસાહસ) આપણે કાળા અને ભુરા રંગના છઇએ. (હસાહસ તથા ખુશીના પોકારો) ઇંગ્લંડ ગોરા લોકો માટે ઘણું કરે છે અને દક્ષિણ આફ્રીકાના બોર લોકો કે જેમણે સાત વર્ષ પહેલાં અંગ્રેજોને ઘણી મુસીબતમાં નાંખ્યા હતા તેઓ માટે પણ ઘણું કરે છે, પણ જેઓ ગોરી ચામડીના ન હોય તેઓ માટે ઇંગ્લંડ કાંઇ કરી શકતું નથી. પ્રોફેસર બ્રાઇસ પોતાના જાતભાઇઓનાં મન કેવાં છે તે કાંઇક જાણે છે. એંગ્લો-સેકશનમાં શરીરના રંગની લાગણી મજબુત છે. એશિયાવાશીઓ આ લાગણીને જીતી શકે છે. પણ યુરોપીયનો નથી જીતી શકતા, અને તેમાં પણ અંગ્રેજો તો એ લાગણી આગળ અંધ બને છે. વળી ઇંગ્લંડને તેનાં સંસ્થાનો સાથે સંબંધ છે તેવો સંબંધ હિંદુસ્થાન સાથે થઇ શકે નહિં. ઇંગ્લંડથી હજારો અંગ્રેજો દરવર્ષે સંસ્થાનો ખાતે જાય છે. અને તેઓને સંસ્થાનવાસીયો વધાવી લે છે, કારણ કે તેઓ સંસ્થાનોને તેમનાં સાધનો ખીલવવાને મદદ કરે છે, અને ત્યાંની જાતોને નાબુદ કરવા મદદ કરે છે. તેથીજ સંસ્થાનને જારી રાખવા ઇંગ્લંડનું હિત છે. આવીજ રીતે હીંદુસ્થાન સાથે ઇંગ્લંડ વર્તે એની તમો આશા રાખો છો? તમે બ્રિટિશ ટાપુની વધારાની વસ્તી તમારી વચ્ચે વસવાને આવે એવી આશા

રાખો છો ? (ના, ના) પણ સંસ્થાનો તેઓને વધાવી લે છે. તમે વધાવી લ્યો નહીં. પણ તમે હમણાં તેમ કરો છો કારણ કે તેમાં તમારો ઉપાય નથી, (ખરેખાત એમજ) જે ઘડીએ તમને સ્વરાજ્ય મળે તેજ ઘડીએ તમો ન ઇચ્છવા જોગ પરદેશીયોને દેશમાં પેસવા નહીં દેવાનો કાયદો કરો. જેમ આસ્ટ્રેલીઆએ કર્યો છે તેમ. એતો કુદરતીજ છે કે આસ્ટ્રેલીયાના જેવા હકો આપણને મળે તો આપણે પણ પરદેશીયોને અલગજ રાખીએ, વળી જે મદદ ઇંગ્લંડ, આસ્ટ્રેલીયા, કાનડા અને બીજાં સંસ્થાનો તરફથી મેળવવાની વકી રાખે તેવી મદદ હિંદ તરફથી મેળવવાની વકી રાખેજ નહીં, તેથી સ્વરાજ્ય ભોગવતા હિંદુસ્થાન તરફ તેવી રીતે કદી વર્તેજ નહીં. અને તેથીજ બ્રિટિશ રાજ્યની સતા નીચેનું હીંદી સ્વરાજય એ વિચારજ અશકય છે. આવું સ્વરાજય એટલે શું તે હું સમજી શકતો નથી. આના સંબંધમાં "ઇંડીયા" નામના પત્રે અમુક ટીકા કરી છે "લોકોની સ્વતંત્રતા અને શહેરીઓના આગળ વધવાના હકો માટે આપણા બ્રિટિશ મિત્રોને આપણે કહેવું જોઇએ કે તમોએ અમારા માટે જે કર્યું છે તે માટે અમો ઉપકૃત છઇએ, પરંતુ હવે અમે રાજકીય વિષયની વૃદ્ધિમાં અને અમારા છુટકારા માટે તમારા દોરાયા દોરાશું નહીં વગેરે. આ જાહેર થએલા વિચારો સાંભળી એંગ્લો ઇંડીયન પત્રો, ઇંગલીશમેન, પાયોનીયર અને 'ટાઇમ્સ ઓફ ઇંડીયા" લાલપીળાં થઇ રહ્યાં હતાં. એટલુંજ નહીં પણ લંડન "ટાઇમ્સે" તો એ વાકય ટાંકીને કેટલાક દહાડા સુધી એવું સાબીત કર્યું હતું કે આ ઢંઢેરો કેટલાક બીન જવાબદાર માણસોનો છે જે દાબી દેવા જેવો છે. લંડન ટાઇમ્સે વળી મધ્યમ વિચારવાળાઓને લાલચ બતાવી હતી કે જો તમે અંતિમ વિચારવાળાથી છુટા થાવ તો તમારૂં સાંભળવામાં આવશે, મુસલમાનો તેમાં જોડાશે ને અમલદારો મદદ આપશે જેથી કોંગ્રેસ મજબુત થશે. "ટાઇમ્સ ઓફ ઇંડિયા "એ મી૦ દાદાભાઇ નવરોજી નાં વખાણ ગાયાં હતાં, "ટાઇમ્સ ઓફ ઇંડીઆ" મી૦ દાદાભાઇ નવરોજીનાં

વખાણ ગાયાં હતાં. "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ" મી૦ દાદાભાઇ પાસે અને લંડન "ટાઇમ્સ" કોંગ્રેસ પાસે એવું કહેરાવવા માગતા હતા કે બ્રિટિશ સર્વોપરીપણા નીચે હીંદને સ્વરાજ્ય જોઇએ છીએ. મી૦ દાદાભાઇ આવા વિચારો પહેલાં ધરાવતા હતા પણ છેલ્લી કોંગ્રેસની રંગ ભૂમી ઉપરથી જુના વિચારો નહિ પણ નવા વિચારો જણાવ્યા હતા. તેમણે જણાવ્યું હતું કે "સ્વરાજ્ય," જેવું સંસ્થાનો ચલાવે છે તેવું, એટલે આ સંસ્થાનો પોતાના કાયદા પોતેજ બાંધે છે, કરો નાખે છે, તથા તેઓનું રક્ષણ સાર્વભૌમ સરકાર કરે છે, તથા બહારના રાજ્યો સાથનો રાજકીય સંબંધ તથા લશ્કરી ખર્ચ પણ તે સરકાર કરે છે તેમાં સંસ્થાનો ફાળો આપતાં નથી, તેથી એ સંસ્થાનોમાં ચાલતું સ્વરાજ્ય ગ્રેટ બ્રિટનમાં ચાલતાં સ્વરાજ્યને મલતુંજ છે. મી૦ દાદાભાઇએ જ્યારે છેલ્લી કોંગ્રેસના પ્રમુખપદેથી આ સ્વરાજ્યના વિચારો જણાવ્યા છે ત્યારે મધ્યમ તેમજ અંતિમ વિચારના હિંદી રાજ્યદ્વારીઓએ સ્વરાજ્યના ઢંઢેરાને સ્વીકારવો જોઇએ. મી૦ ગોપાલકૃષ્ણ ગોખલે ગયા ફેબ્રુઆરી માસમાં અલ્હાબાદ ગયા હતા. અને ત્યાં તેમણે જે વિચારો જણાવ્યા હતા, તે વિચારો સ્વરાજ્યને મલતા જ હતા, માત્ર તેઓ હિંદી સરકારની ધારા કાઉંસીલના મેમ્બર હોવાથી "સ્વરાજ્ય"ના ખુલા શબ્દોમાં બહાર પડયા હતા. મી૦ મોરલીએ હિંદી બજેટ ઉપરની તકરાર વેળાએ હિંદુસ્થાનને સરકાર દબાણ નીચે રાખવાની જે રાજ્યનીતિ દર્શાવી હતી, તે જોતાં આપણને "સ્વરાજ્ય" મેળવવાનું કામ ઢીલમાં પડશે. જ્યાં સુધી ઇંગ્લંડને આપણે ફરજ પાડીશું નહીં ત્યાં સુધી તે આપણને ખરૂં સ્વરાજ્ય આપશે નહીં. જ્યારે હિંદી પ્રજા તરફથી દબાણ થશે ત્યારે તેને કાંતો આપણને સ્વરાજ્ય આપવું પડશે કે કાંતો હિંદ સાથનો ઇંગ્લંડે સંબંધ છોડવો પડશે, અને ત્યારેજ ઇંગ્લંડના રાજ્યદ્વારીઓ આપણને વાસ્તવિક સ્વરાજ્ય આપશે, અને જ્યારે એવું સ્વરાજ્ય આપણને આપવામાં આવશે ત્યારે ઇંગ્લંડની હિંદમાજ નહીં પણ

બ્રિટિશ શહેનશાહતમાં કેવી સ્થીતિ થશે. સ્વરાજ્ય એટલે કર નાંખવાનો, નાણા સંબંધી કાનુ ધરાવવાનો અને જકાતના હકો મળશે, ત્યારે આ બહિષ્કૃતની હીલચાલ નકામી થઇ પડશે. પણ અત્યારે દુનિયાની બીજી પ્રજાઓએ જે કર્યું છે તે આપણે પણ કરીશું, અને તે એ છે કે મેન્ચેસ્ટરથી આવતા કાપડ ઉપર રક્ષણ આપનારી જકાત નાંખીશું ત્યારે શું ઇંગ્લંડ તેની સાથે સંમત થશે? આવું સ્વરાજ્ય શું આપણને મળશે?

સ્વરાજ્ય એટલે આપણા પોતાના નોકરો આપણે રાખીએ, આપણા નાણાની વ્યવસ્થા આપણેજ કરીએ, અને જકાતની રક્ષક રાજ્યનીતિ તથા બહારની આવતા માલને અટકાવવા કર નાંખી શકીએ. કરો નાંખવાનું હાથમાં રહેવાથી બહિષ્કૃતની જરૂર રહે નહીં, કારણ કે મેન્ચેસ્ટરથી આવતા માલ ઉપર આપણે ભારે જકાત નાંખી શકીએ. ઇંગ્લંડથી આવતા દરેક માલ ઉપર આપણે આવી જકાત નાંખવાની સ્થિતિમાં મુકાતાં ઇંગ્લંડનો માલ આ દેશમાં આવતો આપોઆપ બંધ થઇ જશે. શું આ રીત ઇંગ્લંડ પસંદ કરશે. આવું સ્વરાજ્ય મલવાથી ઇંગ્લંડના માલને તેમજ ઉભી થતી કંપનીઓને આપણે અટકાવી શકીએ અને તેમ થતાં આપણને પરદેશી થાપણની જરૂર પડે તો આપણે રૂશિયા, જાપાન અને બીજા દેશો કરે છે તેમ આપણે પણ દુનિયાના બજારોમાં લોન કહાડી શકીએ. આવા સ્વરાજ્યમાં ઇંગ્લંડનો હીંદ માંહેનો વેપારી લાભ આગળ વધે નહીં. ઇંગ્લંડને પણ આપણી સાથે પસંદગીની જકાતમાં કાંઇ ગોઠવણ કરવી પડશે અને આપણે આપણા ઉદ્યોગોને ખીલવી શકીશું અને દુનિયાના સઘળા દેશો અને બજાર ખુલ્લાં મુકીશું. ઇંગ્લંડ હિંદની હરીફાઇને આવા વખતે પહોંચી વળશે નહીં આવી સ્વતંત્રતા જો આપણને આપવામાં આવે તો આપણે થોડાજ વખતમાં બ્રિટિશ શહેનશાહતથી છુટા થઇ શકીએ માટેજ કોઇપણ વિચારવંત અંગ્રેજ રાજ્યદ્વારી, સંસ્થાનોના જેવું સ્વરાજ્ય આપવા ખુશી નહોય, તેથીજ હિંદી વજીર મી૦ મોરલી કહે

છે કે જ્યાંસુધી હિંદુસ્થાન ગ્રેટબ્રિટનના કાબુમાં રહેશે ત્યાં સુધી હિંદને એકજ સત્તાના તાબામાં રાખવું જોઇએ. આજ કારણોને લીધે લોર્ડ મીંટો પણ કહે છે કે જ્યાં સુધી હિંદુસ્થાનનું રાજ્ય ચલાવવું છે ત્યાંસુધી રાજ્યનું સુકાન દેશીયોના નહી પણ અંગ્રેજોના હાથમાંજ રાખવું જોઇએ. આ સઘલા ઉપરથી મને તો લાગે છે કે બ્રિટિશ સામ્રાજય માંહેતું સ્વરાજય એ અસંભવિત છે. વળી આપણે આ સવાલને સંભાળથી તપાસીએ છીએ તો માણુસ જાતની સામાન્ય નબળાઇના પ્રકાશમાં તેને જોઇએ છીએ અથવા બ્રિટીશ પ્રજા સાથના અનુભવનો અભ્યાસ કરીએ છીએ તથા હિંદનો તથા દુનિયાનો બ્રિટિશ ઇતિહાસ તપાસીએ છીએ ત્યારે આવું સ્વરાજ્ય અસંભવિત લાગે છે.

## આપણી મુશીબતો અને અપૂર્ણતા.

આપણે જ્યારે આવા સ્વરાજ્યની વાતો કરીએ છીએ ત્યારે આપણી મુશ્કેલીયો અને આપણી અપૂર્ણતા વિષે આપણુને કહેવામાં આવે છે. આપણા તન બળની આપણુને યાદ આપવામાં આવે છે. મી૦ ગોખલેએ લખનો ખાતે આવી યાદ આપી હતી. સ્વરાજ્ય મેળવવાને આપણે લાયક નથી એમ કહેવામાં એવી દલીલો ઉભી કરવામાં આવે છે કે આપણે તન બળમાં નબળા છઇએ, દેશના ભલાના કામમાં આત્મભોગ આપવાવાળા નથી. આપણામાં ઐકય નથી, હિંદુઓ મુસલમાનો પ્રત્યે કજીયા કરે છે વીગેરે. ગ્રહસ્થો આવું સ્વરાજ્ય મેળવવું એ કાંઇ નાના બાળકોની રમત નથી, એવું સ્વરાજય કાંઇ જાહેર સભાઓ કે મેળાવડાઓ કરીને મેળવાશે નહીં. આપણા રસ્તામાં જેજે મુસીબતો ઉભેલી છે તે બીજાઓની માફક હું પણ જોઇ શકું છું અને જો તે આપણે ન જોઇ શકીએ તો એ આપણી મોટામાં મોટી મુર્ખાઇ કહેવાય. તે મુસીબતોને ન ગણકારવી એજ આત્મઘાતીપણું કહી શકાય. આ મુસીબતોનું બરોબર માપ કરીને, સઘળી સરકાર આગળ મુકીને તે દુર કરવાની દયા માગવી એથી કરીને એ મુશીબતો દુર

થશે કે વધશે તેનો વિચાર કરવાનું કામ હું તમો આગળ આજે રજુ કરું છું. આપણે હિંદુ મુસલમાન વચ્ચેના અંતરની વાતો કરીએ છીએ. આ મુસ્કેલી ગયાં ૩૦ અથવા ૪૦ વર્ષ પહેલાં હયાતીમાં નહોતી, ત્યારે આ મુસ્કેલી કેમ ઉભી થઇ. આ સવાલનો જવાબ આપવો કઠણ છે. પણ હું એટલું તો કહી શકીશ કે મુસલમાનો અને હિંદુઓ વચ્ચેનો કજીયો ઉદ્યોગને લગતો નથી. આપણા બંનેના લાભો એક સરખા છે, દેશની ખેતીવાડી સંબંધેની બંને પક્ષની સ્થિતિ એવી નથી કે જેથી આવો કજીયો ઉભો થાય. વળી વેપારી જીંદગીમાં પણ બંને કોમોની હરીફાઇ ન હોવાથી બંને વચ્ચે કજીયો થવાનો સંભવ નથી, આપણાં વચ્ચેનો કજીયો સરકારી નોકરીના સંબંધનો છે. (તેને બોયકોટ કરો આજ સુચના સારી છે જે વિષે આગલ બોલીશ) સરકાર એક નોકરીરૂપ હાડકું આ બંને પ્રજાની વચ્ચે નાંખે છે અને તે હાડકુ મેળવવા બંને કોમોમાં કજીયો ઉભો થાય છે. સરકાર હાઇ કોર્ટના જડજની જગોરૂપ હાડકું ફેંકે છે ને તે જગો મેળવવા મુસલમાન બેરીસ્ટર તથા હિંદુ વકીલ ઉભા થાય છે ને તેથી કજીયો જામે છે. એવીજ રીતે ધારાસભાના મેંબરોની તથા લોકલ બોર્ડના મેંબરની જગો મેળવવા પડાપડી થાય છે. સાહેબો, હું પુછું છું કે સરકારની આ રાજ્યનીતિ શું હિંદુ મુસલમાનોના હિતની છે? હું જવાબ આપું છું કે નથી. આ રાજ્યનીતિથી આવા કજીયા જન્મવા પામ્યા છે. અને જયાં સુધી આવા કારણોની હયાતી છે ત્યાં સુધી તેની અસરની હયાતી નાબુદ થશે નહીં. હિંદુ મુસલમાન વચ્ચેના આવા મમતને લીધે હાલની સ્થિતિ નાબુદ કરવાનું કામ અશક્ય છે, અને સ્વરાજ્ય મેળવવાની વાત પણ એ સવાલનો ફડચો લાવી શકશે નહીં. આપણે આપણા તન બળની તથા તન શક્તિની વાતો કરીએ છીએ, આપણે નબળા થઇ ગયા છીએ, અને આપણુ તન બળમાં ભયંકર રીતે ઉતરતા છીએ. આ સ્થિતિનું કારણ કેટલેક અંશે આપણી ગરીબાઇ છે અને કેટલેક અંશે સરકારના કેટલીક

બાબતમાં પ્રતિબંધક કાયદાઓ છે. આપણા લોકોની વોલંટીઅર ટોળી ઉભી કરવાને માટે આપણને છુટ નથી. મદ્રાસીઓએ અરધું હિંદુસ્થાન જીતી આપ્યું હતું પરંતુ પહેલાંની માફક હિંદી લશ્કરમાં મદ્રાસીઓને દાખલ કરવામાં આવતા નથી. મારી ઉત્તર સરકારની મુસાફરીમાં મેં અડધો ડઝન રેડીઅર જાતના માણસોને જોયા હતા, અને બહાદુરીના આ નમુનાઓ મેં મારી ત્રણ ખંડોની મુસાફરીમાં કયાંય પણ જોયા નથી. આ માણસોની છબી પાડી લેવાનો મેં વિચાર કર્યો હતો અને એ છબીઓ નીચે "કોણ કહે છે કે માતૃ ભૂમિ તારામાં બળ કે શકિત નથી." એ શબ્દો લખી લેવાનો વિચાર કર્યો હતો. આ લોકો દુનિયાના કોઇપણ લશ્કરને દીપાવે તેવા છે, પણ બ્રિટિશ લશ્કરમાં તેઓને દાખલ કરવામાં આવતા નથી. આનુ કારણ સરકાર આપતી નથી, તેમ આપણા મધ્યમ પક્ષી રાજદ્વારીઓ પણ સંતોષકારક ખુલાસો કરતા નથી. આપણું તન બળ શું પ્રજાકીય લશ્કર હોવા શિવાય ખીલવી શકાય? શું ભુજાઓ અને ભુજાબળ જુલમી હથીઆરબંધીનો કાયદો જયાં અમલમાં હોય ત્યાં ખીલવી શકાય? એમ થવુંજ અશકય છે. આપણા પોતાના દેશનું રક્ષણ કરવાનો હક આપણી પાસેથી લેઇ લેવામાં આવ્યો છે, ત્યાં પછી ભુજા, અને ભુજાબળની ખીલવણીની વાતો જયાં સુધી હથીઆરબંધીનો કાયદો રદ કરવામાં ન આવે ત્યાં સુધી સ્વપ્નાવત છે. આ કાયદો વધુને વધુ સખ્ત દેશના દરેક ભાગમાં બનતો જાય છે. આ કાયદો લોર્ડ લીટનને આભારી છે. ૧૮૮૧ ની સાલમાં મરહુમ મી૦ ગ્લેડસ્ટને પ્રેસ એકટ–હથીઆરનો કાયદો અને કાબુલની લડાઇ સામે જબરી બાથ ભીડી હતી, તે વખતે હિંદના વાઇસરોય તરીકે લોર્ડ લીટન હતો. જયારે મી૦ ગ્લેડસ્ટન પ્રધાન પદ પર આવ્યા ત્યારે લોર્ડ લીટન તથા બેકન્સફીલ્ડની રાજયનીતિથી જે નુકશાન આપણને થયું હતું તે દુર કરવા તેમણે તેમની પસંદગીના હાકેમ લોર્ડ રિપનને મોકલ્યા. લોર્ડ રિપન પણ આવ્યા અને ગયા, પરંતુ હથીઆર બં-

ધીનો કાયદો જેવો ને તેવો હજુ ચાલુજ છે. લોર્ડ રિપને કાંઇક કરી બતાવ્યું તેમણે વર્નાકયુલર પ્રેસ એકટનો કાયદો રદ કર્યો, કારણ કે જો આપણે વર્તમાન પત્રો બંધ કરીએ, આપણે સભાઓ ભરવાનું માંડીવાળીએ તો સરકારને લોકોની લાગણી જાણવાનું સાધન બંધ થાય અને તેથી ઉપજતી ચિંતામાં તેઓ ચોવીસ કલાકમાં ગાંડા જેવા બની જાય. વળી તેઓ દેશી વર્તમાન પત્રોને લાગણી રૂપ વરાળ કહાડતાં અટકાવે તો એ લાગણી આગળ ઉપર જુદુ રૂપ લે એવું તેઓ જાણતા હતા. પણ હથીઆર બંધીનો કાયદો સરકારને કાંઇ ભયંકર નથી. લોકોને હરકત પડે છે પણ દેશનું રાજ્ય તો સહી સલામત અને સહેલાઇથી ચાલે છે, તેથી તે કાયદો રદ કરવામાં આવ્યો નહીં. બ્રિટિશ પ્રજાની લિબરલ ને કોનઝરવેટીવ બંને રાજ્યનીતિનું આ લક્ષણ છે. બ્રિટિશ પ્રજા પણ માણસ છે અને સ્વરક્ષણની પ્રેરણા વ્યકિતમાં તેમજ પ્રજામાં પણ એક સરખીજ હોય છે, તેમજ હિંદી સરકારે પોતાના રક્ષણ અર્થે વર્નાકયુલર પ્રેસ એકટ રદ કર્યો, અને હથીઆર બંધીનો કાયદો આજસુધી ચાલુ રાખ્યો કે જે સખત રીતે અમલમાં મુકાય છે. આ કારણથી ભુજાની કે તમે તેને ગમે તે કહો તેની ખીલવણી જ્યાં સુધી આ કાયદો અમલમાં છે ત્યાં સુધી બનવી અશકય છે, અને સરકાર હથીઆર બંધીનો આ કાયદો રદ કરનાર નથી કારણ કે હું અને તમે એ કાયદાની જરૂર જોઇએ છીએ. કોઇ પણ પ્રજાએ કોઇ પણ રાજયે પોતાની પ્રજાના છુટકારા માટે કદી પણ ખમ્યું હોય એવું જણાયું નથી. રૂશીયાના ઝારે પોતાની પ્રજાના છુટકારા માટે આત્મઘાત કર્યો નથી અને હીંદ મધ્યેનું પરદેશી રાજય આપણા કહેવા કે કરવા પ્રમાણે આત્મઘાત કરશે નહીં. આ વાત તમે અને મારે લક્ષમાં લેવાની છે. એટલે કે સારા રાજ્ય કારોબાર માટેની તન બળની દલીલને વધુ વિચાર કર્યા શિવાય મનમાંથી દુર કરવી જોઇએ છે. ગમે તે બાજુથી તમો તપાસશો પણ જયાં સુધી હાલની વસ્તુસ્થિતિ પ્રમાણે કારોબાર

ચાલે છે ત્યાં સુધી તમારા કલ્યાણની આશા રાખશો નહીં. મી૦ ગોખલે બુદ્ધિ ચાતુર્યની વૃદ્ધિની વાતો કરે છે, પણ આધુનિક સ્થિતિને લીધે હિંદમાં બુદ્ધિ ચાતુર્યની અશક્યતાજ છે? તમે જોઇ શકતા નથી કે દરેક રાજ્યને પોતપોતાની પ્રજાની ખીલવણી કરવામાં ઘણો મોટો હિસ્સો આપવો પડે છે, હિંદી સરકાર પોતાની પ્રજાની બુદ્ધિની ખીલવણી કરવાને આ રસ્તે કામ લે છે? હિંદી સરકારની સરવે ખાતાની નોકરીવાળા કરનલ હુ પ્રેન્ડે પબ્લીક સરવીસ કમીશન આગળ જુબાની આપતાં જણાવ્યું હતું કે હું મારા દેશી મદદનીશને કદી શાસ્ત્રીય વિદ્યાને લગતું કામ કરવાની પરવાનગી આપતો નથી તેને યંત્ર વાપરવા દેતો નથી, તેમ તેઓ પાસે કદી માપણીને લગતું શાસ્ત્રીય કામ કરાવતો નથી. કારણ કે જો હું તેમ કરવા દેઉં તો હું જે મોટો પગાર મેળવું છુ તે વ્યાજબી રીતે મેળવ્યો કહેવાય નહીં. આ શબ્દો નામદાર સરકારની હિંદીવાનો પ્રત્યેની બુદ્ધિ જન્ય જીંદગીની સ્થિતિ બતાવવાને બસ નથી? રાજ્ય કરતી પ્રજા અને રાજ્ય થતી પ્રજા બંને એકમેકની સાથે એવી રીતે જોડાએલ છે કે આપણું જે આર્થિક નુકશાન તે તેઓનો આર્થિક લાભ છે. આપણા દેશમાં બનતું એક ઇંચ કાપડ એ મેન્ચેસ્ટરના કાપડને આ દેશમાંથી હાંકી કહાડનાર છે, અને દેશની ઉદ્યોગી ખીલવણી એ ઇંગ્લંડના આ દેશ સાથેના વેપારને ઘટાડનાર છે. આપણા દેશમાં થતી અને આપણે જે દેશી ખાંડ ખાઇએ તેટલી પરદેશથી આવતી ખાંડની આયાત ઓછી થઇ કહેવાય. આપણા દેશમાં બનતો લોઢાનો સામાન શેડીલ્ડ અને લીડસને તેટલા સામાનની ખોટ જણાવે છે. આ સઘળી હકીકત સાવ ખુલ્લી છે.

આ રીતે આપણી આર્થિક સ્થિતિ નિરંતર ઇંગ્લંડની તેજ સ્થિતિ સાથે ગુંચવાડામાં આવી પડે છે અને તેથી બ્રિટિશ પ્રજા તથા બ્રિટિશ સરકારને પણ તે લાગુ પડે છે, અને આપણું જે નુકશાન તે ઇંગ્લંડનો

લાભ છે. આપણી માનસિક જીંદગીના સંબંધમાં આપણો જે લાભ તે ઈંગ્લંડનું નુકશાન છે. તમોને યાદ હશે કે થોડા દહાડા પહેલાં લોર્ડ કર્ઝને ઈંગ્લંડમાં ગીલ્ડ હોલ ખાતે ભાષણ આપતાં જણાવ્યું હતું કે હિંદી સરકાર એ ઈંગ્લંડની બુદ્ધિને અને ઈંગ્લંડના વર્તનને શ્રેષ્ટ પ્રકારની તાલીમ આપવાની જગો છે. જો આમજહોય તો તેનો અર્થ એજ કે આ દેશના વતનીઓને બુદ્ધિચાતુર્યની વૃધ્ધિ કરવા તથા બહાદુર વર્તનની ખીલવણી કરવાની મળવી જોઇતી તક (ઈંગ્લંડના લાભને લઇ)નું નુકશાન થશે. દરેક મોટી પદવી ઉપર અગ્રેંજની નીમણુક એટલે માત્ર પગાર પેનશન એટલે નાણુનોજ લાભ નહીં પણ તે કરતાં પણ બીજા મોટા લાભો મળે છે. મતલબ કે એથી કરીને ઈંગ્લંડને બુદ્ધિચાતુર્ય તથા નીતિનો લાભ થાય છે, ત્યારે હિંદને એ બાબતમાં એટલું નુકશાન થાય છે. મનુષ્ય વર્તન તથા મનુષ્યના મનની ખીલવણી કરવાને જવાબદારી અને પ્રસંગ એ બે શાળારૂપ છે. આ બન્ને શાળાના સંબંધમાં હિંદી સરકાર લગભગ પરદેશીઓને લાભ આપે છે અને તેથી દેશના વતનીઓને માનસિક તથા નૈતિક નુકશાન થાય છે; અને તેટલાજ પ્રમાણમાં ઈંગ્લંડને ફાયદો થાય છે. માનસિક નૈતિક અને આર્થિક એ ત્રણે ક્રમમાં આપણી જે પ્રાપ્તીછે તે ઈંગ્લંડનું નુકશાન છે, ને આપણું જે નુકસાન થાય છે તેથી ઇંગ્લંડને પ્રાપ્તી થાય છે. આ સત્ય સુર્ય જેવું પ્રકાશીત–ખુલ્લું છે. હવે જ્યાં બે પ્રજા વચ્ચે આવી વારંવારની નફા નુકશાનની અથડાઅથડી થાય અને જે પ્રજા સત્તાધારી હોય તે પ્રજા બીજી હરીફ પ્રજાની ઉન્નતિ અર્થે પોતના લાભને જતા કરે એ બનવું તો અશક્ય છે. મી૦ ગોખલે પ્રજાની બહાદુરીની ખીલવણીની વાતો કરે છે પણ હું સાંપ્રત સ્થિતિ જોઇને કહું છું કે આપણા લોકોની કુદરતી બહાદુરીની ખીલવણી થવી તદન અશક્યજ છે, અને તેથીજ ઇંગ્લંડની સત્તા નીચેનું "સ્વરાજ્ય" આપણને અનુકુલ થઇ પડશે નહીં. કોંગ્રેસ વાળાઓ બ્રિટિશ છુટાપણાની રાજ્યનીતિ વિષે વાતો કરે છે તેઓ

સ્વતંત્ર વિચારના રાજ્યદ્વારીઓની રાજ્યનીતિ તથા દીલસોજીની વાતો કરે છે, પણ હું કહું છું કે આપણુને એ સ્વતંત્ર વિચારની રાજ્ય નીતિની પીછાન [થઇ ચુકી છે. સન ૧૮૩૨ ના એકટની પહેલાં લિબરલ રાજ્યનીતિ કેવા પ્રકારની હતી અને તે પછીની કેવી હતી. મેન્ચેસ્ટરના વેપારીઓની લીબરલ રાજ્યનીતિ કેવી હતી અને બ્રાઇટ તથા કોબડનની લિબરલ રાજ્યનીતિ કેવી હતી. ઇંગ્લંડમાં ૫૦ વર્ષ પહેલાં લિબરલ રાજ્યનીતિ કેવી હતી, એ રાજ્યનીતિ લોકોને સુલેહશાંતિ આપ્યા શિવાઇ બીજું કાંઇ વિશેષ આપનાર નહોતી કેટલાક પ્રાથમીક હકો પ્રજાને જન્મથીજ મળે છે તેવીજ રીતે કેટલીક શરૂઆતની જવાબદારીઓ દરેક સરકારને માથે હોય છે પછી તે સરકાર ગમે તો જુલમી હોય કે બંધારણ મુજબની હોય. આ જવાબદારી એ છે કે દરેક સત્તાએ તાબાની પ્રજાના જાનમાલનું તથા જીંદગીનું રક્ષણ કરવું અને પ્રજાને પોતાનો છુટકારો કરવાનું તથા રાજયકીય, ઐાદ્યોગિક અને આર્થિક સવાલોનું નિરાકરણ કરવાનું કામ પ્રજાનેજ માથે નાખવું. આ રાજ્યનીતિ તે વખતની સ્થિતિ મુજબની બ્રિટિશ લિબરલોની છે, અને ઇંગ્લંડમા પહેલાં હતી, તે વખતે સ્થિતિ કેવી હતી, પહેલાં રાજ્યનાં હકો અને પ્રજાના હકો વચ્ચે અથડામણ થતી. ૧૮૩૨ પહેલાં પ્રજાકીય સ્વતંત્રતા કેવી હતી. સરકાર પોતાના હિતને ખાતર લોકોને ભણાવતી. ૨૦ વર્ષ પછી ઘરડા માણસોને પેનસન આપવાની વાતો ચાલી હતી, કારણકે આ પેનસનથી પ્રજા ઉપર સરકારનો કાબુ રહી શકે. સરકારે પ્રજાના જાન માલની સંભાળ લેવા અને બીજું કાંઇ ન કરવું અને પ્રજાએ પોતાના લાભની વાત સરકારથી સ્વતંત્રપણે કરવી, કારણ કે દરેક પરોપકારનું કામ જે જુલમગાર રાજ્ય કરે છે તેથી એવા જુલમનો કાબુ વૃદ્ધિ પામતો જાય છે, અને તેમાંજ સરકારના જોરની કુંચી છે. આવા રાજ્યમાં સ્વતંત્રતા—છુટ, અને વૃદ્ધિ પામનારા રાજકીય વિચારો પૂર્ણતાએ ,પામતા નથી. ( હસાહસ ) આપણી રાજકીય નીતિ આવી છે. આપણે આત્મભોગ આપવાના જુસ્સાની ખીલવણી ન

કરવાની, આત્મ બળ ઉપર ભરોસો રાખવાની, અને સ્વનિશ્ચયવાન થવાની આશા રાખીએ છીએ કે જેના વડે આપણે ભવિષ્યમાં સ્વરાજ્ય મેળવી શકીશું.

---

# સ્વરાજ્ય, તે મેળવવાનાં સાધનો અને ઉપાયો.



મદ્રાસમાં મી૦ બિપિનચંદ્રપાલે આપેલાં સઘળાં ભાષણો પૈકી મથાળે લખેલા વિષય ઉપર આપેલું ભાષણ અનુપમ તથા અલૌકિક હતું. એ ભાષણ સાંભળવાને ૧૦૦૦૦ હજાર માણસોની ઠઠ જામી હતી તથા ત્યાંની વિજળીક ટ્રામ કંપનીએ લોકોને જવા આવવાને માટે ખાસ સગવડ કરી હતી. ભાષણ ક્રિકેટના મેદાનને પસંદ કરવામાં આવ્યું હતું, પ્રમુખની ખુરસીએ પ્રકાશક નામના બેરીસ્ટર બિરાજ્યા હતા.

મી. પાલે ભાષણ શરૂ કરતાં જણાવ્યું કે મને ઘણી વખત પુછવામાં આવે છે કે સ્વરાજ્યના વિચારો વિષે હું શામાટે ભાષણો આપું છું. સ્વરાજ્ય એક ઉમદા ચીજ છે પણ તે વ્યવહારિક રાજ્યનીતિની હદમાં સમાઇ શકતી નથી, એ સવાલ વાદ વિવાદને માટે ઉત્તમ છે, પણ આપણે જે સ્વરાજ્યના સવાલ વિષે સંબંધ ધરાવીએ છીએ તે સ્વરાજ્ય આપણને વધુ મહેનતમાં ઉતારતો નથી. આપણે આગળ ચાલીએ છીએ પરંતુ આગળ વધવું એ કાંઇ સુધારો કહેવાય નહીં. ચાલતાં ચાલતાં ઇચ્છીત વસ્તુ પણ મેળવાય ને તેથી દુર પણ જવાય. મતલબ કે જે સ્થળે જવાનું છે તે સ્થળે પહોંચવા માટે આપણી ફરજ તથા કર્ત્તવ્ય શું છે તેનો નિશ્ચય થવો જોઇએ. વ્યવહારિક રાજનીતિ એટલે આપણી પ્રજાકીય રાજ્યનીતિની પ્રજાકીય સ્થિતિના ઉદ્ધાર માટે

વ્યવહારિક રીતે કેવાં પગલાં લેવાં જોઇએ તે જયાં સુધી ધારેલી મતલબના વિચારો સ્પષ્ટ ન થાય ત્યાં સુધી આપણા રસ્તામાં લાગણીઓથી લાલચોથી, શંકાઓથી અને મુસીબતોથી ડગલે ડગલે જોખમ ગણાશે. આના માટેજ વ્યવહારિક થતું નુકશાન પહેલાં અટકાવવાનું છે. દાખલા તરીકે કોઇપણ પ્રજાકીય ફંડનો સરકાર ગેર ઉપયોગ કરે—એટલે દુકાળ ફંડનો સરકારે કરેલો ગેર ઉપયોગ, અને બંગાળાનો રસ્તો સુધારવા માટેના કરના ફંડનો ગેર ઉપયોગ થયો છે. આ કર જયારે બંગાળામાં નાંખવામાં આવ્યો ત્યારે લોકો છ ચોક કહેતા હતા કે કાયમની મહેસુલી રાજયનીતિનો સરકાર ભંગ કરે છે, આ કર જમીન ઉપરનો છે. અને જયારે તે નાંખવામાં આવ્યો ત્યારે સરકારે જાહેર કર્યું હતું કે જમીન ઉપર બીજો કોઇપણ કર નાંખવામાં આવશે નહીં—છતાં જમીન ઉપર આ કર નાખવામાં આવ્યો. પણ સરકાર તેને જમીન ઉપરનો કર કહેતી નથી. સરકાર તો એ કરનો એક જુદાજ કામ માટેનો ખાસ કર કહે છે, અને કહે છે કે એ કર તો કુવા ખોદવા, તળાવો ખોદાવવા, રસ્તાઓ સુધરાવવા, તથા નવા બનાવવા તથા ગામડાંઓની આરોગ્યતા સાચવવા અને ગામડાંઓમાં ડ્રેનેજની પદ્ધતિ દાખલ કરવા માટે લેવામાં આવે છે. આમ છતાં બંગાળાના જે ગામડાઓમાં પાણીની અછત જણાય તે ગામમાં પાણી પુરૂં પાડવાના કામમાં આ ફંડ વાપરવાની સરકારે ના પાંડી હતી. સરકાર કહે છે કે નવા કુવાઓ તથા તળાવો ખોદવા અમે આ ફંડમાંથી પૈસા આપીશું નહી, પણ એ પૈસા તો અમે બીજા કામોમાં ખર્ચીશું. આ રીતે ફંડનો સ્પષ્ટ રીતે ગેરઉપયોગ થાય છે. આ ગેરઉપયોગ થતો અટકાવવા આપણે તરતજ સરકારને અરજ કરીશું. અને કદાચ અમુક હેરાનગતી સરકાર દુર કરશે, તેથી શું આપણે ઇચ્છેલો સુધારો મેળવી શકીશું. દાખલા તરીકે એક છોકરો દોડતો દોડતો નિશાળે જાયછે, સ્કુલનો ટાઇમ ભરાઇ ગયો છે ને તે ઘણો તરસ્યો થયો છે, તેવામાં એક માણસ તેને કહે છે કે લે આ રહ્યું

નાળીએરનું પાણી હું નાળીએરી ઉપર ચડું છું ને તને તે લાવી આપું છું, માટે આંહી ઉભો રહે ને જરા વાટ જો. જો એ છોકરો ત્યાં ઉભો રહે તો તેને ઠંડું અને મીઠું પાણી પીવાનું મળે તેમાં શક નથી પણ તેમ કરતાં તે નિશાળમાં ચાલતા પાઠને ચુકી જાય. ( હા ચુકી જાય ) આવી રીતે જો તમે હાલનાં દુ:ખો ઓછાં કરવાનો ઉપાય શોધવા જાવ તો જે શક્તિઓ તમે તમારામાં એકત્ર કરવાથી સ્વરાજ્ય મેળવી શકો તે શક્તિઓ એકત્ર કરવાની તક તમે ચુકી જાવ છો. બંગાળાના ભાગલા દુર થાય, જમીન ઉપરનો કર રદ થાય. અને ધારા સભાઓમાં વધુ બેઠકો અપાય, તોપણ તે ઓછો ફાયદો કરનાર છે કારણકે એ સુધારા સ્થાનિક છે અને સ્થાનિક સુધારા કરતાં પ્રજાકીય લાભ વધુ ઉત્તમ છે. રાજ્યકીય સવાલોમાં આપણે શેની જરૂર છે તે આપણે જાણવું જોઇએ. જુદા વિચારવાળા દેશોની રાજ્ય નીતિમાંથી પણ છેવટના સિદ્ધાંતો સારી રીતે સ્થપાયા હોય છે, એવા દેશોમાં પણ છેવટની નેમનેજ ધ્યાનમાં રાખવામાં આવે છે, પછી ભલેને રાજ્યસત્તા ગમે તે પક્ષના હાથમાં હોય. ઇંગ્લંડના બન્ને પક્ષના રાજ્ય દ્વારીઓ ઇંગ્લંડની રાજદ્વારી ચડતી સાથે તેની વ્યાપારિક આબાદી ખીલવવાનું નજરમાં રાખીને દેશનો રાજ્યવહિવટ ચલાવે છે. માટેજ જો એક વખત પ્રજાની નેમ નકી થઇ હોય છે તો પ્રજાના મનમાં ગેરસમજુતી ઉત્પન્ન થતી નથી અને જો સ્થાનિક દુ:ખ ઉભું થાય છે તો સ્થાનિક ઉપાયો વડે દુર કરવા યત્ન કરે છે. પણ આપણું કાંઇ સ્થાનિક દુ:ખ નથી અમુક કર દુર કરવાનું તથા થોડી ઓનરરી પદવી ગ્રહણ કરવાને લગતું આપણું દુ:ખ નથી. પણ આપણું દુ:ખ તો સાર્વજનીક અને સમસ્ત પ્રજાના હિતને લગતું છે તેથી એ તો જરૂરનું છે કે એ માટે આ સવાલો સામાન્ય હિતના ગણવા જોઇએ. અને તેને માટે થોડી મુદતની લાલચોના લોભથી દોરવાઇ જવું જોઇતું નથી. મારા બીજા ભાષણમાં મેં તમોને જણાવેલ છે કે જ્યારે લોકો અને સરકાર વચ્ચે ગુંચવાડો ઉત્પન્ન થાય

ત્યારે લોકોનું હિત જોનારાઓએ સરકારની ચાંચલ્યતાને તથા તેનાં કામોને બની શકતી હદમાં રાખવાં જોઇએ. સરકાર પાસે સ્વચ્છ પાણી માગવા કરતાં પાણી વગરજ જ્યું લોકોની માફક ચલાવી લેવું સારૂં છે. કેમકે સરકાર આવું પાણી તમોને આપીને તમારા અંતઃકરણ જીતી લેશે. આ દેશના કેળવાયલા લોકો અને સરકાર વચ્ચેના કજીયાનું કારણ શું છે? આવા કજીયાનો મૂળ હેતુ શો છે? આ હેતુને રક્ષણ આપનાર કયો કિલ્લો છે કે જે કિલ્લાને મેળવવા માટે બન્ને પક્ષ યત્ન કર્યા કરે છે વળી આ આ કિલ્લાનું મથક શું છે કે જેના ઉપર ચડવાને બન્ને પક્ષવાળાઓ કાંઇપણ બાકી રાખતા નથી. આ કજીઓ શું અમુક કાયદાઓ સુધારવા માટેનો છે, અથવા અમુક અડચણો દુર કરવાને લગતો છે? ના તેમ નથી એ તો પ્રજાનું અને પ્રજાના જથાનું અંતઃકરણ છે. લોર્ડ કર્ઝને આ જોયુ હતું અને તે નામદારે પોતાના અમલ દરમિયાન લોકોના મન જીતવા માટે નવા નવા કામો હાથ ધર્યા હતા. તે નામદારે લોકોના મન આકર્ષવા માટે દીલ્લી દરબાર ભર્યો હતો, ખેતીવાડીની બેંકોનો સવાલ લોકોના મન હરણ કરવાને હાથ લીધો હતો, અને અમુક મંડળી કે અમુક મંડળીની વ્યકતીનાં દુઃખો મટાડવા ન્યાયને છોડ્યો હતો. નવમી લેન્સર્સ પલટનને બરતરફ કરી ન્યાયિ વલણ બતાવી હતી, અને હિંદમાં બ્રિટિશ ન્યાયને નિભાયેલ જોવાની તેમની ઇચ્છા હતી. આ સઘળું કરવાનું કારણ કે આવા દુરના દેશમાં બ્રિટિશ રાજ્યની કાયમી અચલ રહે. સરકાર લોકોના મન હરણ કરી લેવા યત્ન કરે છે, અને અમલદારો પોતાના જાતભાઇઓના લાભની વલણને દુર કરી સરકારને તેમ કરવા દે એ બનવા જોગ નથી. સારો રાજ્યવહીવટ એ કાંઇ સ્વરાજ્ય કહી શકાય નહીં. જે રાજ્યની સત્તા જોખમદાર નહીં એવા અમલદારોના હાથમાં મૂકવામાં આવે તે ઘણુંજ ખરાબ કહેવાય. સઘળી પ્રકારના જુલમી રાજ્યમાં પરોપકારી જુલમી રાજ્ય ખરાબ છે. કારણ કે પરોપકારી જુલમી રાજ્યમાં લોકો સંતોષી બને છે માટેજ એ જરૂરનું છે

કે તમે અને હું શું માગીએ છીએ તે સ્પષ્ટ રીતે કહેવું જોઇએ. તમે શું સારૂં રાજ્ય માગો છો, જો માગતા હશો તો તે તમોને મળશે. પણ જો તમે હાલની ચાલતી પદ્ધતિ અનુસારનું રાજ્ય માગતા હશો તો—સ્વરાજ્ય નહીં પણ સારૂં રાજ્ય તમોને આપવામાં આવશે. કારણ કે આપણી મુશ્કેલી તો આપણી સાથેજ છે. આપણી મુશ્કેલી, આપણા મનમાં છે, આપણી મુશ્કેલી આપણી ઇચ્છાની સાથેજ છે, આપણી મુશ્કેલી આપણા વિચારો સાથેજ છે, અને એ સારૂ રાજ્ય જો માયાનો ફેલાવો ન કરે તો ચાલુ રહે. માણુસ જાત ઉપર દુનિયાની મોજમજા માયાનો કાબુ મજબુત કરે છે. અને જે માયાને દુર કરવાની ઇચ્છા ધરાવનાર હોય છે તેઓએ વૈરાગ્યનો આશ્રય લેવો પડે છે. પ્રેમથી વિરકત રહેવું પડે છે, તમે સ્વરાજ્યની વાતો કરો છો, પણ જયાં સુધી હાલના પરદેશી રાજયની માહેતીનું જ્ઞાન મેળવ્યા સિવાય સ્વરાજયનું જ્ઞાન મેળવવું અશકય છે. સ્વથી પર એવી શકિત સાથે સંબંધમાં અને તકરારમાં આવ્યા સિવાય સ્વનું જ્ઞાન મેળવવું અશકય છે, તેવી રીતેજ પરરાજય ન હોય તો સ્વરાજયની માહેતી થઇ શકે નહીં. પર શબ્દ એ સ્વશબ્દનો વિરોધી શબ્દ છે. સ્વરાજય આપણું પોતાનું રાજય આ વિચાર આપણને હમણાજ સુઝયો છે. કારણ કે ૧૫૦ વર્ષથી આપણે અંગ્રેજી રાજયના તાબામાં છીએ, પણ આપણને બ્રિટિશ રાજય પરરાજય તરીકે જણાયું નથી. જયારે કોંગ્રેસ હયાતિમાં આવી ત્યારે બ્રિટિશ રાજયને આપણે આપણા પોતાના રાજય તરીકે માન્યું હતું. ફકત આપણે ઇચ્છતા હતા તેવું તે રાજય નહોતું એમ પણ માનતા હતા. કોંગ્રેસના સ્થપાયા પહેલાં પણ આપણે બ્રિટિશ રાજયને આપણુંજ ગણતા હતા કારણ કે આપણે બ્રિટિશ વિચારોમાં ઉછર્યાં હતા. ઇંગ્લંડે આપણો મુલક જીત્યો એટલુંજ નહીં પણ અંગ્રેજી કેળવણીએ આપણાં મન, માનસિક વિચારો, નીતિ અને ધાર્મિક વિચારો પણ જીતેલા છે અને એમજ માની બેઠા હતા કે આપણી ઉન્નતિ આવા પરદેશી રાજય અને પરદેશી વિચારોને લીધેજ થશે, અને એ

વિચારોની વૃદ્ધિમાં સ્વરાજ્યનો વિચાર આપણા મનમાં નહોતો. આ વિચારો પ્રમાણમાં વધતા આપણે રાજકીય, સામાજીક આર્થિક અને ધાર્મિક વિચારો નીસુધારણા માટે તત્પર થયા, અને તેની સાથે સ્વરાજ્યના વિચારો, પણ વૃદ્ધિ પામ્યા. અને આ વિચારો લોર્ડ કર્ઝન આ દેશમાંથી વિદાય થયા; પછી અને કલકત્તાની કોંગ્રેસ માં મી૦ દાદાભાઇ નવરોજીએ સ્વરાજ્યના વિચારો જણાવ્યા તે સંપૂર્ણ ખીલ્યા છે. તમે હાઇકોટનાં જડજની જગો મેળવી શકો છો, ધારા સભામાં બેઠક લઇ શકો છો, એડવોકેટ જનરલ થઇ શકો, વિગેરે જગો મેળવી શકો છો. આ સઘળાનો વિચાર તમોને થતાં તમો તેની સાથે જોડાયએલા રહો છો, અને તેનાથી છુટા પડવાના વિચારોને આત્મઘાતી ગણો છો. અને તેથી સારૂં રાજ્ય, મજાનું રાજ્ય, અને સરકાર સાથે દોસ્તી મજાની છે વિગેરે કહો છો પણ તેથી કાંઇ સ્વરાજ્યની મજા આવી શકે નહીં, કારણ કે સ્વરાજ્યમાં તો સ્વ અને પરની અનંતકાલીન અથડામણ છે, જે આ દેશના રાજ્યકીય મામલામાં પણ છે. હું હમેશાં મારાં સ્વદેશીઓના મન ઉપર સ્વરાજ્યના વિચારો ઠસાવું છું. આપણે આપણી ધારાસભાઓ વિસ્તૃત કરવા માગીએ છીએ. ચાલો, આપણે વિચાર કરીએ કે એમ કરવાને માટે સ્વરાજ્ય મદદગાર થઇ પડશેકે નહીં. આમની સભામાં થોડા હિંદીવાનો બેઠક ધરાવે એવું તમો માનો છો? હિંદી પ્રજાએ ચુંટી કહાડેલા ૪૦–૫૦ સભાસદો આમની સભામાં બેઠક મેળવે એવું તમે માનો છો? સીવીલ સરવીસમાં હિંદીવાનોની મોટી સંખ્યા દાખલ થએલી જોવા તમે ઇચ્છો છો? અને શું ૫૦–૬૦–૧૦૦–૨૦૦ અને ૩૦૦ સીવીલ્યનો આપણું રાજ્ય બનાવી શકશે. ઇંગ્લીશ એજન્સીને બદલે દેશી એજન્સી સ્થાપીએ તોપણ શું આપણે તેમના એજંટ કહેવાઇશું? ધારો કે આખી સીવીલ સરવીસ હિંદીવાનોની બનેલી હોય તોપણ શું? કેમકે સીવીલ્યનોને ફકત હુકમો બજાવવાના હોય છે. સીવીલ્યનો હુકમ કરી શકતા નથી કે રાજ્યનીતિ સૂચવી શકતા નથી. હુકમો તો તેમનાથી ચડીયાતાઓ કરે છે. કદાચ તમે એજ-

ન્સી બદલી શકશે અને ૨૦૦–૩૦૦ કે ૨૦૦૦ દેશીઓ ઇંગ્લંડની વતી કામ કરશે. તો તેથી શું સ્થિતિમાં ફેરફાર થશે? ના, હું કહું છું કે તેથી સ્થિતિમાં ફેરફાર નહીં થાય. હિંદી સીવીલ્યનો છે, તેઓ બ્રિટિશ રાજ્યનું વર્તન, મૂળ પ્રકૃતિ તથા પરંપરામાં ફેરફાર કરી શક્યા છે? હમણાં બંગાળાની સીવીલ સરવીસમાં એક દેશી બોર્ડ ઓફ રેવન્યુમાં છે, આવી રીતે રડયો ખડયો કોઇ હોય તેથી શું લાભ. એકાદ સીવીલ્યન શું કરી શકે? તેમ ૧૦૦ કે હજાર સીવીલ્યનો પણ હિંદમાંનું બ્રિટિશ રાજ્ય હિંદી રાજ્ય બનાવી નહીં શકે જ્યાં સુધી રાજ્યની જે પરંપરા—કાયદો, સિદ્ધાંતો, રાજ્યનીતિ છે તેને ગમે તે સીવીલ્યન કાળો ગોરો કે ભુરો દરેક તેને પગલે ચાલવાને બંધાયા છે અને જ્યાં સુધી એ સઘળામાં સુધારો કરવામાં ન આવે ત્યાં સુધી યુરોપીયન એજન્સી હોય તોપણ શો લાભ થવાનો. તમો માનો છો કે દેશની નોકરીમાં વધુ સીવીલ્યનો અને ઉતરતી નોકરીમાં પણ વધુ દેશીઓ દાખલ થવાથી દેશની સ્થિતિમાં તફાવત પડશે. હું એ વાતનો ઇનકાર કરું છું. અને તેનું કારણ એ છે કે ગમે તેવો પણ અંગ્રેજ ઇંગ્લંડની સ્વતંત્ર હવામાં કેળવાયલો છે અને તેની વલણ દેશીઓ પ્રત્યે હશે તોપણ તે એટલું તો સમજે છે કે તે પોતાના હક ઉપર ઉભો રહી શકશે. તે કદી આધીન થશે નહિ; અને ખુશામતખોરોની માફક તે ગમે તેવા ચડતી પંક્તીના ઉપરીની પાસે ગેરવ્યાજબીપણે આધીન થશે નહીં, પણ તમે દેશી સીવીલ્યનોની બાબતમાં આવી રીત કહી શકો છો? ના શામાટે નહીં, કારણ કે દેશી સીવીલ્યન જાણે છે કે મારી પીઠ પછવાડે મદદ આપનાર કોઇ નથી. અંગ્રેજ સીવીલ્યન જાણે છે કે મારી પીઠ પછવાડે ઇંગ્લંડની સ્વતંત્રતા તેને ભલી રીતે ઉભેલો રાખે છે. આપણી પોલીસ બગડેલી છે પણ તેઓ વારંવાર કહે છે કે ઇંગ્લંડમાં પોલીસ અમલદારો કેવા પુર્ણ હોય છે. લંડનના પોલીસમેનને અહીં લાવો અને જુઓ કે એની પૂર્ણતા

ક્યાં નાશી જાય છે. આમ થવાનું કારણ શું છે? કારણકે ઇંગ્લંડની પોલીસ લોકોના હક જાળવવામાં પ્રમાણીક મહેનતુ, અને લોકોના હકને માન આપનાર તથા આબરૂદાર હોય છે. હિંદમાં દરેક પોલીસમેન જાણે છે કે તે પ્રજાનો નોકર નથી પણ પ્રજાનો ધણી છે. અને આમ માનવાનું કારણ શું છે. કારણ એ છે કે તેને આ દેશના લોકો પાસેથી સનંદ મળતી નથી પણ આ દેશના પરદેશી રાજ્યકર્ત્તા તરફથી સનંદ મળે છે. અને તેનેજ તે જવાબદાર છે પણ તમોને જવાબદાર નથી. આવી રીતે સીવીલ્યનો પણ તેઓનેજ જવાબદાર છે પણ તમોને નહીં. આવી રીતે દરેક ખાતાના અમલદારો સરકારનેજ જવાબદાર છે પણ પ્રજાને નથી. અને દેશી નોકરોથી અમુક કુટુંબને કે અમુક સખ્સોને ફાયદો થતો હશે પણ આખી પ્રજાને ફાયદો થતો નથી. તમે સ્વરાજ્યને લાયક થયા છો? એવું કહેવામાં આવે છે કે સ્વરાજ્ય ભોગવવાને હજુ આપણે લાયક થયા નથી. હવે આપણે લાયકાતના સવાલની તપાસ લેઇએ. જ્યારે કોઇપણ ખાતામાં એકાદ જગો ખાલી પડે છે ત્યારે તે જગો મેળવવા માટે અરજદારો અરજ કરે છે અને તે જગો મેળવવાની લાયકાત માટે સરટીફીકેટો આદિ અરજી સાથે મોકલે છે. પરંતુ જયારે તમારે કોઇપણ ધંધાની દુકાન ઉઘાડવાનું મન થાય છે ત્યારે તમારે આવી કોઇપણ જાતની અરજી કરવી પડે છે? જો નથી કરવી પડતી તો તેનું કારણ શું છે. કારણ એ છે કે એ ધંધો તમારે જાતેજ કરવાનો છે, તેથી કોઇપણ લાયકાત કરવાની જરૂર રહેતી નથી. જેઓ સ્વરાજ્ય મેળવવાની આપણી લાયકાતની વાતો કરે છે એ માણસો ભુલી જાય છે કે અમે એવી અરજો કરવાનું માંડીવાળ્યું છે. અને સ્વરાજ્ય આપવા પણ માગણી કરતા નથી. આ વસ્તુઓ મેળવવા માટે આપણે તેઓને આજીજી કરતા નથી. હું એટલે સુધી કહું છું કે જો સરકાર આજે મને કહે કે લ્યો આ સ્વરાજ્ય તો હું તો ઉપકાર સાથે એ

બક્ષીસને નાજ પાડુ કેમકે જે વસ્તુ આપણે જાતે મેળવી નથી તે લેવી કામની નથી. (બંદે માતરમના પોકારો) કારણ કે વાસ્તવિક વૃદ્ધિ કુદરતી હોવી જોઇએ અને એવી વૃદ્ધિમાં બક્ષીસનો અવકાશજ રહેતો નથી, ખીલવણી તો અંદરથીજ થવી જોઇએ. સામાજીક સુધારણાના સંબંધમાં અંદર ખાતેથી સુધારો થાય છે એવું આપણને કહેનારાઓ આપણે જ્યારે સ્વરાજ્યની વાતો કરીએ છીએ ત્યારે આપણી લાયકાતનો સવાલ ઉઠાવે છે, પણ હું તો કહું છું કે સામાજીક કે રાજ્યકીય કોઇપણ સુધારણા લોકોએ પોતાથી કરવી જોઇએ. આપણે ધીરે ધીરેથી હકો મેળવવા જોઇએ અને તેવા હકો મેળવ્યા પછી આપણે આપણા સદ્વર્તનને ખીલવવું જોઇએ. અને આ શક્તિયોથી સજ્જ થઇને આપણે મેળવેલા હકો બરોબર વાપરવાને લાયક થઇ તેનું રક્ષણ કરવું જોઇએ, લોર્ડ રિપને બક્ષેલો સ્થાનિક સ્વરાજ્યનો હક થોડે ઘણે અંશે નિષ્ફળ ઉતર્યો છે, એ શા માટે ફતેહમંદ ન થયો તેનું કારણ કે એ હક સરકારની બક્ષીશ હતી. જો આપણને આપણા બળથી આપણી ગ્રામ્ય જીંદગી આપણે ગોઠવી હોત, આપણી મ્યુનીસીપેલીટીઓ આપણે રચી હોત અને લોકોએજ જો એ નકી કર્યું હોત તો તે હક બરબાદ જાત નહિ. સ્થાનિક સ્વરાજ્ય મેળવવા પહેલાં આપણી લાયકાત માગવામાં આવે છે તે બેવકુફાઇ ભરેલી રાજ્યનીતિ છે. કોઇ માણસ જાણતો નથી અથવા કોઇ માણસ કહી શકશે નહીં કે એક પ્રજા સ્થાનિક સ્વરાજ્ય મેળવવાને લાયક છે કે નહીં—દુધપાક ખાવામાં દુધપાકનો સ્વાદ રહેલો છે તેવીજ રીતે લોકોની લાયકાત પણ તેઓ પોતાના બળથી જે સ્વરાજ્ય મેળવે તેમાંજ તેઓની લાયકાત રહેલી છે. (બંદે માતરમના અવાજો) હકીકત આમ હોવાથી આપણો પ્રોગ્રામ એવો હોવો જોઇએ કે આપણાં સાધનો એકત્ર કરી, પ્રજાની શક્તિને એકઠી કરી પ્રજામાં સ્વતંત્રતાની પ્રેરણા ઉત્પન્ન કરીશું તો લાંબા દિવસે આપણે ગમે તેવી

સત્તાને પણ આપણી મરજીને આધિન વર્તવાની ફરજ પાડી શકીશું. વળી સરકાર અને તેના અમલદારો કહે છે કે જે સ્વરાજ્યની તમે વાતો કરો છો, તે હિંદુ સ્વરાજ્ય કે મુસલમાન સ્વરાજ્ય છે. મારો જવાબ એ છે કે સ્વરાજ્ય કેવા પ્રકારનું થાય એ તો તે વખતની વસ્તુ સ્થિતિ ઉપર આધાર રાખે છે. ફ્રાન્સે ભાઇચારો સમાનતા અને માણસાઇ તત્વો ઉપર સ્વરાજ્ય સ્થાપ્યું છે, અને પ્રજા સત્તાક રાજ્યની સ્થાપના કરી છે. આપણામાં જો સ્વરાજ્ય દુરના ભવિષ્યમાં પણ સ્થાપવાનું હશે તો તે સ્વરાજ્ય કોઇપણ એક કોમનું નહીં પણ હિંદના બાળકોનું સ્વરાજ્ય થવું જોઇએ.



# બૉયકોટ અથવા બહિષ્કાર.



## (૪)

બોયકોટ અથવા બહિષ્કાર વિષે બોલતાં પહેલાં નિર્દોષ અટકાવ એટલે શું તે વિષે થોડું વિવેચન કરવાની જરૂર છે, એક પ્રજા બીજી પ્રજાનું રાજ્યકીય, આર્થિક, નૈતિક અને ધાર્મિક અહિત કરે તેની સામે સહન કરતી પ્રજાએ કાયદાસર રીતે પ્રજાની ઇચ્છા દર્શાવવા માટે બહાર પડવું તેને નિર્દોષ અટકાવ કહી શકાય. નિર્દોષ અટકાવનું કામ સરૂ કરતાં સામી બાજુ ખોટી છે તેવું બતાવવું જોઇએ અને આ બીના હમેશાં ધ્યાનમાં રાખવી જોઇએ, અને બડેખાંઓની કાંઉસીલમાં આ પ્રકારના લક્ષણવાળા નિર્દોષ અટકાવેજ બંગાળાના બડેખાંઓની કાંઉસીલમાં ધોધાટ મચાવ્યો છે. આપણા નિશાળીઆ, આપણા જુવાનો અને ઘરડા માણસો હમેસાં બચાવનીજ બાજુમાં ઉભા રહે છે અને કાયદાની હદમાં રહીનેજ લડે છે, તેઓની

ગણુત્રી કાયદાસર રીતે કરવામાં આવી નથી. દરેક દેશમાં કેટલીક વખતે અને હિંદમાં ઘણી વખતે જાહેર કોર્ટોના ચુકાદા જાહેર રાજ્યનીતિની ગણુત્રી ઉપર કરવામાં આવે છે. એક કરતાં વધુ ઇલાકામાં વધુ તોહમતદારોને સજા કરનારાઓને પ્રમોશન આપવામાં આવે છે, હકીકત આમ હોવાથી નજીવા ગુન્હેગારોને પણ સજા કરવામાં આવે છે, અને જેલ જાત્રાએ મોકલવામાં આવે છે, પણ જો આવા ગુન્હાના ઠરાવો તેની જુબાનીઓ સાથે છાપીને બહાર પાડવામાં આવે તો જાહેર પ્રજા ન્યાયાધિશ સાથે મળતી થાય નહિં.

બંગાળામાં અમે નિર્દોષ અટકાવનો ઝુંડો કાયદાની હદમાં રહીનેજ ઉઠાવ્યો છે અને તેથી સરકાર કાંઇપણ કરી શકવાને શકિતવાન નથી. તમારે પણ આ વાત લક્ષમાં રાખવા જેવી છે. આ રીતને એક એંગ્લો ઇંડિયન પત્ર રાજય બંધારણના વિરૂદ્ધની કહે છે, મેં કદી મારા પેપર (ન્યુ ઇંડિયા) મારફતે કે ભાષણ મારફતે કદી કાયદા વિરૂદ્ધની વાત કરી નથી તોપણ ઉપલું પ્રમાણીક પત્ર (શરમના પોકારો) કહે છે કે હું જયારે હિંદમાં બંધારણ મુજબનું રાજય કહેતો નથી ત્યારે હિંદમાં બંધારણ મુજબની ઉશ્કેરણી વિષે મારે બોલવું જોઇતું નથી. પણ હિંદમાં કાયદો છે અને હું હજુ પણ કહું છું કે પહેલાની માફક આજે પણ ઉશ્કેરણી ચાલુ રાખવી જોઇએ. સરકાર માણસ જાતના મુળના હકો ભંગ કરી શકતી નથી તેથા ભવિષ્યમાં પણ આ ઉશ્કેરણી ચાલુ રહેસે. આ કરતાં વધુ બીજો ખુલાશો કોઇ કરી શકશે, આટલું છતાં પણ ઉપલું તોહોમત જો આપણા મધ્યમવિચારના આપણા ભાઇઓ તરફથી મુકાતું રહેતો હું બીજાઓ માટે દરકાર રાખતો નથી. જો મધ્યમવિચારના આપણા ભાઇઓ અમને કાયદા વિરૂદ્ધ ઉશ્કેરણી કરનારા કહે તો તેઓ જાણી જોઇને અપ્રમાણીકપણું કરે છે, હમેશાં ખરી વાતમાં ઉભા રહી, ખોટી વાતની સામે થાવ અને હમણાં મદ્રાસમાં મારા ભાષણોથી લોકોમાં નુકશાનકારક જુસ્સો આવવા પામ્યો છે, (નહિં નહીં—કદાપિ નહી) હું તમોને

તમારૂં પ્રજાકીય સ્વમાન કોઇપણ સ્થિતિમાં ગુમાવવાનું કહેતો નથી પણ તમોને કૌવત કેળવવાનું, દૃઢ નિશ્ચયવાળા થવાનું, અને કોઇપણ તેમ નકી કરવાનું ભાર મુંકીને કહું છું, અને કૌવત કેળવ્યા પછી તમારે સ્વમાન કેળવવું જોઇએ, કૌવત શિવાય સંયમ કદી સચવાશે નહીં. નબળા માણસોનું સંયમ કદી સચવાશે નહી. નબળા માણસોનું સંયમ હીજડાના શહેર જેવું છે. (હસાહસ) એ કાંઇ સદગુણ નથી. અને તે સંયમ પણ નથી, એતો ચોખું અને સાદુ બાયલાપણું છે ને સ્વાર્થપણું છે. આ મુદા વિષે ભુલ થવી જોઇતી નથી. કૌવત આપણે કેળવવું જોઇએ અને જ્યારે આપણે બળવાંન થઇએ ત્યારે એ બળ કબજામાં રાખવું જોઇએ. એ બળને કાયદાની હદમાં રાખવું જોઇએ, અને માણસાઇની સામાન્ય હદની અંદર પણ એ બળને રાખવું જોઇએ, યાદ રાખજો કે જે સ્વદેશાભિમાન માણસ જાતના ભલા માટેની નેમ પાર પડે તેજ સ્વદેશાભિમાન સારૂ, ઉત્તમ અને ઇશ્વરી છે. માણસ જાતમાંથી ભ્રષ્ટ થઇ નીકળેલ પ્રજાકીયત્વ નબળાઇ અને નુકસાનનું મૂળ છે પણ તે સારૂ અને બળનું મૂળ નથી. યુરોપે આવીજ ભુલ કરી છે, અને છેલ્લાં ઘણા સૈકાઓથી આવી ભુલ કરતું આવે છે. યુરોપીઅનો માણસ જાતની વાતો કરે છે, પણ તે માણસ જાતની વાત નથી પણ ગોરા લોકોની વાત છે. (હસાહસ) અને તમારે તથા મારે પણ ગોરા લોકોને માન આપવાનું નથી પણ માણસ જાતને માન આપવાનું છે, જે માણસ જાતની અંદર કાળા, ગોળા, ભુરા અને પીળા રંગના માણસો હોય છે. નિર્દોષ અટકાવના આપણા જુંબેશમાં અમારે આ એ વાતનોજ વિચાર કરી નજરમાં રાખવાની છે. જો કાયદાને માન આપીશું તો કાયદો માણસ જાતના મૂળ હકોને નાત જાત કે રંગના તફાવત વગર માન આપશે. નિર્દોષ અટકાવની આ હીલચાલમાં બોયકોટ કે બહિષ્કારનો સમાવેશ થાય છે. બોયકોટ હીલચાલ એ ખરી સ્વદેશી હીલ-

ચાલતું અંગ છે. વાઇસરોય પણ આપણને પ્રમાણીક સ્વદેશી હીલચાલ કેળવવાનું કહે છે, એટલે જે હીલચાલ રાજ્યકીય ન હોય તેને લોર્ડ મિંટો પ્રમાણિક સ્વદેશી હીલચાલ સમજે છે. હુન્નર ઉદ્યોગને આગળ વધારવા તેને લોર્ડ મિંટો પ્રમાણિક હીલચાલ કહેછે. પ્રમાણિક સ્વદેશી હીલચાલ એટલે જે હીલચાલ વેપારના છુટાપણાની રાજ્યનીતિ અનુસાર હોય તે એક વાત છે, અને તેની પાછળ કોઇપણ જાતનો પોલીટીકલ સવાલ હોય નહીં. લોર્ડમિંટો જેવી મહાન સત્તાના વિચારો આપણે માન્ય કરવા જોઇએ, જો તે નામદાર હિંદમાંથીજ નહીં પણ દુનિયાના દરેક ભાગમાંથી પ્રજાના રાજ્યકીય અને આર્થિક વિચાચારોને જુદા પાડી શકે તો પ્રમાણીક સ્વદેશી હીલચાલ એટલે આર્થિક હીલચાલ, પણ દરેક અર્થ શાસ્ત્રનો ભણેલો જાણે છે કે રાજયકીય હીલચાલમાં આર્થિક હીલચાલ ભઇ થતી નથી. આ બંને હીલચાલો એકજ છે. પણ આર્થિક સ્વદેશી હીલચાલ સ્વતંત્ર મુલકમાં ખીલી શકે છે. સ્વતંત્ર મુલકમાંજ ખીલે છે એમ નહીં, પણ જે મુલકમાં સંચા કામનો ઉદ્યોગ ખીલ્યો હોય છે ત્યાં પણ ખીલેછે. જે મુલકમાં પોતાનું રાજ હોય છે અને વસ્તુઓ બનાવવાનું જે દેશમાં આગળ વધેલ છે ત્યાં પણ ખીલી નીકળે છે ઇંગ્લંડ જેવા કળા કૌશલ્યતાવાળા દેશમાં આર્થિક સ્વદેશી હીલચાલ શકય થઇ શકે, પણ જે પ્રજા દુનિયાના ઉદ્યોગની શરતમાં છેક છેવટથી આવી હોય, જે પ્રજા કાચી ધાતુઓ અને કાચી પેદાશો વેપારી સરકારના લાભ માટે પરદેશ મોકલતી હોય તે પ્રજામાં આર્થિક સ્વદેશી હીલચાલ ચાલી શકે નહીં. (શરમ) હિંદની જુની બનાવટની વસ્તુઓનો નાશ થવા માટે ઇંગ્લંડે કાંઇક કરવા જેવું છે અને તે કાંઇક તે આર્થિક કાંઇક કે રાજ્યકીય આર્થિક કાંઇક તે જોવા જેવું છે ઇંગ્લંડે આપણા પોતાના ઉદ્યોગ ઉપર શું અટકાવ મુકયો નથી? ઇસ્ટ ઇંડીઆ કંપનીના રાજઅમલમાં પોતાના ઉદ્યોગને મદદ કરવા તથા ખીલવવાને આવો અટકાવ મુંકયો હતો. એ વખતમાં અંગ્રેજી ચીજોની સાથે આપણા દેશની ચીજો હરીફાઇમાં ઉતરી શકતી હતી, પણ રાજ્ય સત્તાથી આપણા

ઉદ્યોગને નરમ પાડયા છે ત્યારે પ્રમાણીક સ્વદેશી હીલચાલ અથવા તો આર્થિક સ્વદેશી હીલચાલ આપણા માટે કામની છે. (ના,ના,ના, પોકારો) સરકાર હજુ પણ મહેસુલને લગતી રાજ્યનીતિ આર્થિક સવાલથી નિરાલી રીતે કેળવે છે ને સરકારે તેમ કર્યું હોત અને આપણને તેમ કરવા કહેતી હોત તો તેમાં કાંઇક પણ વ્યાજબીપણું હતું. પણ મુંબાઇની મિલમાં, થતા કાપડ ઉપર પાંચ ટકાની એકસાઇઝ જકાત લેવામાં આવે છે. એ શું સરકાર આપણને રાજ્યકીય સવાલો સાથે આર્થિક હીલચાલ નહીં ભેળવવાને કહે છે, ત્યારે સરકાર શું ઉપલી પાંચ ટકાની જકાત કહાડી નાંખશે ? આપણામાં પણ એવાઓ ઘણા છે કે જેઓ આ બન્ને બાબતોને જુદી પાડવા આપણને સલાહ આપે છે. (ના—ના—ના અવાજો અને હસાહસ) જો તમે તમારા મગજમાં પારકો શબ્દ જે શબ્દ ઉત્તમ પ્રકારનો છે તે શબ્દ બોયકોટ છે તે શબ્દનેજ ઉતારશો તો તમારૂં ભલું થશે નહીં. આપણામાંના ઘણાઓ કહે છે કે જો આપણે રાજ્યકીય હીલચાલથી ઔદ્યોગીક હીલચાલ (સ્વદેશી) અલગ રાખીશું તો સરકારી નોકરો તથા બીજાઓ પણ એ હીલચાલના કામમાં મદદ આપી શકશે. આ વાત મને ઠીક લાગતી નથી, કેમકે કોઇપણ સરકારી નોકરે પરદેશીને બદલે દેશી માલ વાપરતાં શા માટે બીવું જોઇએ. સરકારી નોકરોએ જોઇંટ સ્ટોક કંપનીઓમાં શેરો ભરતાં શામાટે પાછા પડવું જોઇએ, જો આટલુંજ તેઓ કરે તો તેમણે સ્વદેશી હીલચાલને મદદ આપી કહેવાય. સાધારણ લોકો જો પરદેશી માલને દૂર કરી દેશી માલને ઉતેજન આપે તો પરદેશી માલ હિંદની બજારોમાંથી દુર થાય, અને એનેજ પ્રમાણીક સ્વદેશી હીલચાલ કહી શકાય, તમે શું પરદેશી માલની હરીફાઇના મુખડામાં દેશી બનાવટની ચીજોને ઉત્તેજન આપીને આગળ વધારી શકો છો, એ કહેવું તો સહેલું છે કે તમારા પૈસા દેશી હીલચાલમાં વાપરો, તમારો છુપો ખજાનો લોર્ડ કર્ઝનના કહેવા પ્રમાણે આ દેશમાં છુપો ખજાનો પુષ્કળ છે. અને એ ખજાના વડે સંચાઓ અને

મશીનો લાવી દેશમાં એવો માલ બનાવો કે જે માલ પરદેશી માલને દેશમાંથી હાંકી કહાડે, જે ઘણા પોલીટીકલ કહેવાયા છે તેઓની આ સલાહ છે. આ છુપાએલો ખજાનો શું કોંગ્રેસના હુકમથી નીકળશે? કોંગ્રેસ જો લોકોને સરકારી નોકરી છોડવાનું કહે તો તેઓ છોડશે? લોકો બોયકોટની અમારી હીલચાલને અવ્યવહારીક કહે છે કારણ કે તેઓ આપણા કહેવાથી સરકારી નોકરી છોડશે નહીં, તેઓનું પ્રોગ્રામ હું ધારૂં છું કે વ્યવહારીક છે, જે રાજ્યકીય નહીં પણ આર્થિક સ્વદેશી હીલચાલનું છે, પણ હું બહુજ ગંભીરાઇથી પુછું છું કે હિંદુસ્થાનનો છુપાએલો ખજાનો મારા મધ્યમ વિચારના મિત્રોના ફરમાનથી છુપાએલ જગોએથી બહાર આવશે, તેમના ફરમાનથી દેશમાં વેપારી સંપ જામશે, તમે એવી મોટી ફેકટરીઓ ઉભી કરી શકશો કે જેથી હાથની સાળોનો ઉદ્યોગ નાશ પામશે, તમે મેન્ચેસ્ટર તથા બરમીંગહામના જેવી ફેકટરીઓ ઉભી કરી શકશો? અને જો કરી શકશો તો ત તમોને ફાયદાકારક થઇ શકશે? જેઓને યુરોપ અને અમેરીકાનો અનુભવ છે તેઓ તો કહી શકશે કે આવા વેપારની પાછળ માણસજાતનો વગર વિચારે ભોગ આપવામાં આવે છે. તમે પણ આજ રીતે વર્તીને હિંદી પ્રજાનો નાશ કરવા માગો છો. જાપાને યુરોપની ઘણી બાબતોમાં નકલ કરી છે, પણ જાપાને યુરોપની એક ચીજ ગ્રહણ કરી નથી અને તે ફેકટરીની પદ્ધતિ છે. કોઇ પ્રજાનું બળ તેની નૈતિક નીતિમાં રહેલું છે, અને આ નૈતિક નીતિનો નાશ આવી ફેકટરીઓ કરે છે. મોટી ફેકટરીઓ અમુક કેંદ્રમાં પ્રજાને સ્થાયિ કરે છે. અને પોતાનાં ઘરોથી લોકોને દુર લેઈ જાય છે, મિત્રો અને કુટુંબોથી જુદા પાડેછે, ધાર્મિક રીતે જોતાં અહ એટલે પુરૂષ ભાવ અને સ્ત્રીભાવ, મોટી ફેકટરીઓ ઉઘાડવી એ દેશના આર્થિક સવાલનો નિર્ણય કરે કે ન કરે, ને કદાચ નિર્ણય કરે તોપણ તેથી પ્રજાની ધાર્મિક જીંદગી તથા નીતિને તેથી સુધારી ન શકાય તેવું નુકસાન થશે.

અને જો તેનો નાશજ થાય તો તમારા માટે બાકીમાં શું રહે છે. ઉદ્યોગીક વિચારો તો યુરોપ ને અમેરીકાના છે, ને ત્યાંના ડાહ્યામાં ડાહ્યા રાજ્યદ્વારીઓ અને મહાન વિચારશીલો પણ નાણા અને મંજુરીના સવાલ ઉપર વિચાર ચલાવી થાકી ગયા છે, અને એજ સવાલ જો તમે તમારા દેશમાં ઉપાડી લેશો તો તમારી પણ એજ હાલત થશે. પણ તમે જાણો છો કે માણસો માટે રોટલી મેળવવી એજ કાંઇ જીંદગીનું સાર્થક નથી, તેવીજ રીતે પ્રજાઓ પણ બજારોની ગીરદી વધારવા માટે જીવતી નથી. ત્યારે આર્થિક સ્વદેશી હીલચાલ એટલે શું. આપણી બજારો પરદેશી માલથી ઉભરાઇ જાય છે, અને આ પરદેશી માલ સોંઘો હોવાથી દેશી માલને કાંઢી કહાડશે. આવી મરતી હાલતમાંથી શી રીતે બચી શકાય એજ સવાલ આર્થિક સ્વદેશીનો છે. જો રાજ્ય તમારૂં હોત, જો સ્વરાજ્ય મળ્યું હોત, જો સરકાર લોકોના હક અને હિતને માટેજ રાજ્ય કરતી હોત, તો આવી સરકાર દેશી બનાવટને બચાવવા માટે આયાત થતા માલ ઉપર સેંકડે પાંચ ટકાની રક્ષક જકાત નાંખત. આવી રીતે દરેક દેશમાં થતું આવ્યું છે. અમેરીકાએ આવીજ રીતે પોતાના હુન્નર ઉદ્યોગને ખીલવેલ છે. જરમની પણ આવીજ જકાતથી આબાદ થયું છે. ઓસ્ટ્રેલીઆ અને કેનેડા જો કે ઇંગ્લંડનાજ ભાગ છે તોપણ તેઓ ઇંગ્લંડને આર્થિક વધારાની આડે આવતાં કામો માટે ગણકારતા નથી. ઇંગ્લંડ પણ રક્ષક જકાતને લાગુ પાડી પારકી પેદાશોને દાખલ થતાં અટકાવે છે. ફક્ત હિંદુસ્થાન એકલુંજ આમ કરી શકતું નથી, કારણકે હિંદુસ્થાનને પોતાનું રાજ્ય નથી તેમ તેનાજ હિત માટે રાજ્ય ચલાવવામાં આવતું નથી, ત્યારે આપણે હવે શું કરવું જોઇએ. આપણે એક ખરીદનારાની મંડળી સ્થાપવી જોઇએ તે આ પ્રમાણે છે. ઉદ્યોગની બાબતમાં બે બાજુ છે એક વસ્તુઓ ઉત્પન્ન કરનારાઓ અને બીજી વસ્તુઓ ખરીદનારાઓ જો ખરીદનારાઓ ન હોય તો પેદાશ નકામી છે, ખરીદનારા-

આજ પેદાશને ઉત્પન્ન કરાવે છે એ બન્ને બાબતો એક બીજાની સાથે મુળથી સંબંધ ધરાવનારી છે. હિંદમાં બહારથી આવતી વસ્તુઓ ઉપર કાબુ રાખી શકે તેવી પેદાશો થવી અશક્ય છે, પણ આપણા ખરીદનારાઓને નકી કરવાથી આપણે દેશની ઔદ્યોગીક સ્થિતિને રક્ષણ આપી શકીશું, અને ખરીદનારાઓને નકી કરવા એમાંજ આર્થિક નીયમો રહેલા છે જેમાં બોયકોટ કે બહિષ્કારની યોજના રહેલી છે, તેઓ હાલની આ રાજકીય આર્થિક સ્થિતિ જાણતા નથી. આ બોયકોટ પદ્ધતિને હું દેશની આર્થિક પદ્ધતિ મોટેથી જાહેર કરૂં છું. બોયકોટ એટલે રક્ષણ એ રક્ષણ જકાત છે, પણ તે લોકો ઉપર છે પણ બહારથી આવતા માલ ઉપર નથી. તોપણ કોઇપણ અર્થ શાસ્ત્રીએ રક્ષણ વિષે કહ્યું નથી મેન્ચેસ્ટર શિવાઇ કોઇએ પણ આને ખોટું કહ્યું નથી. પશ્ચિમ તરફના દેશોમાં આ ખરીદનારાઓની મંડળી હોય છે, સાત વર્ષ પહેલા હું જ્યારે અમેરીકાના ન્યુયોર્ક શહેરમાં હતો ત્યારે ત્યાંની આવી એક મંડળીમાં હું ગયો હતો, આ મંડળીનો હેતુ કેટલાક મિલોના માલ બોયકોટ કરવાનો હતો. અમેરીકામાં અમુક મુડીવાળાઓ મજુરોની સાથે વ્યાજબી અને માયાકુલ રીતે વર્તતા નથી તેઓ તેમની પાસે મહેનત કરાવે છે અને તેઓને મુવા માફક ગણે છે. પ્રજાની નૈતિક સમજ આવી રીતના જુલમ સામે થતાં માલના બનાવનારાઓની મંડળી ઉભી કરે છે, આ મંડળીમાં જેઓ જોડાય છે તેઓ પ્રતિજ્ઞા કરે છે કે જે મીલના મજુરોને અન્યાય કરવામાં આવ્યો છે તે મિલનો માલ અમે ખરીદશું નહીં ને વાપરીશું પણ નહીં. આ બોયકોટ હતો, જે મીલના માલેકો તેઓના મજુરો સાથે ખરાબ રીતે વર્ત્યા હોય તેઓની સામે આ બોઇકોટ હતો, છતાં એ બોયકોટને હજુ સુધી કોઇએ આર્થિક મૂર્ખતા અથવા મોટું નૈતિક નુકસાન કહ્યું હોય તેની મને યાદ નથી. હેરાન થતા મજુરોના લાભમાં આવી મંડળીઓ ત્યાં ઉભી કરવામાં આવે છે. આપણો બોયકોટ આપણી આર્થિક સ્થિતિનું રક્ષણ કરવા અને આપણી પ્રજાનો ઉદ્ધાર કરવા

માટે છે. આપણે સરકારને દેશમાં આયાત થતી સોંઘી ચીજો અટકાવવાને ફરજ પાડી શકીએ નહીં કે જે સોંઘી વસ્તુઓ આપણા ઉદ્યોગને કચડી નાંખે છે. પણ આપણે જે કરી શકીએ તે એ છે કે આપણે પરદેશી માલ નહીં લેવાનો ઠરાવ કરી શકીએ, અને આમ કરવાથી આપણે આડકતરી રીતે પણ આપણા હિતનું રક્ષણ કરી શકીએ. જો રાજ્ય આપણું પોતાનું હોત તો એકજ કાયદો બાંધી સ્વદેશી માલ વાપરવાને ફરમાન કરત, ને પરદેશી માલ સોંઘો મળી શકત નહીં. પણ જોકે રક્ષણ એ આર્થિક રીતે જોતાં નબળા ઉદ્યોગોનો નાશકારક હરીફાઇથી બચાવવા ઉત્તમ હથિઆર છે અને તેથી બોયકોટથી આ લાભ થાય છે. બોયકોટથી દેશી ઉદ્યોગોને મદદ મળે છે એટલુંજ નહીં પણ તેથી પ્રજાની મર્દાઇ સાચવવાના કામમાં પણ મદદ મળે છે, વળી પ્રજાનો જાતિભોગનો જુસ્સો કેળવાય છે, અને પરિણામીક હિત ઉપર નજર રાખીને તાત્કાલિક લાભોથી નહીં લલચાવવાનું જોર પ્રજામાં આવવા પામે છે. તેથી જો કે આર્થિક કારણોને લઇને બોયકોટ એ વ્યાજબી ઠરે છે તોપણ તેમાં રહેલા નૈતિક ફળને લીધે તમારા ધ્યાન ઉપર એ હીલચાલનો વધુ હક રહે છે. પ્રથમ દેશી માલ અને દેશી બનાવટો ને પસંદગી આપવાનું કહેવામાં આવે છે, અને જ્યારે દેશી વસ્તુઓ ન મળી શકે ત્યારે પરદેશી વાપરવાનું કહેવામાં આવે છે. હું સ્વદેશી મલમલ માગું છું, મને તે કોઇ દેશી મિલ કે દેશી કપડાંની વખારમાંથી મળવો જોઇએ. પણ જો તે મળી શકે નહીં તો ને પરદેશી વાપરવો. આમ કહેવાથી બોયકોટની હીલચાલને સખત ફટકો પડે છે. કારણ કે આ હીલચાલમાં ફત્તેહનો આધાર નિશ્ચય ઉપર રહે છે પણ નિશ્ચય એ નિષ્ઠા અને ભક્તિ ઉપર આધાર રાખે છે જેના શિવાય પ્રજાનો નિશ્ચય કદી ટકી શકતો નથી. હું પ્રતિજ્ઞા કરૂં છું અને બોયકોટની હીલચાલ નહીં માનનારાઓએ પોતે પ્રતિજ્ઞા કરવી. હું માદક પીણું નહીં પીવાની ઇચ્છા રાખું છું. આ ઇચ્છાશું ઉત્તમ નથી. તમારામાંના દરેક એ ઇચ્છા

પાર પાડવાનું કહેશો, અને ચોખ્ખા પાણી અથવા સોડા શિવાય બીજું કાંઇ પણ પીવાની ના પાડશો. બધું પીઓ એક દારૂ ન પીઓ, પણ એક મિત્ર કહે સતેર એક અંજલી પીવામાં હરકત જોતા નથી, તમે જો યુરોપીયનની સાથે ખાણું લેતા હો તો તેના માનની ખાતર શેરીદારૂનો જો ગ્લાસ લ્યો, અને કહોકે એ સારી વસ્તુ છે, અને કહોકે શામાટે ન લેવો, તો તમારી ઇચ્છા દારૂ પીવાને બંધ કરવાની નથી, એમ કહેવાય પણ ખરૂં પરિણામ શું થાય. માદક પદાર્થના એક બિંદુને પણ અડકવું જોઇતું નથી. અને આવાંજ ફરમાનો મીતાહારી મંડળીના હોય છે, તેવીજ રીતે બોયકોટમાં પણ છે. સ્વતંત્ર બોયકોટ વગર પ્રજાની નિષ્ઠા ટકી શકે નહીં. દરેક પરદેશી વસ્તુ બોયકોટ થઇ શકે નહીં. અને એમ કરવાનું અમે કહેતા પણ નથી. પણ જો રાજ આપણું હોતતો જે પરદેશી માલ આપણા ઉદ્યોગને નુકસાન કરતા જણાત તે માલ સામે વધારાની જકાત રાખત, પણ સઘળા આયાત માલ ઉપર જકાત નાંખત નહીં. અમે ખેડુત પ્રજા રહેવાને નહીં પણ વેપારી પ્રજા તરીકે આવું રહેવાનું કહીએ છીએ અને દુનીયાની પ્રજાઓ સાથે હરીફાઇમાં ઉતરવા માટે ઇચ્છીએ છીએ. તેથી બીજી પ્રજાઓ માટે આપણાં બજારો ખુલ્લાં રાખવાં જોઇએ, કેમકે આયાત અને નીકાશ એક બીજા સાથે સંબંધ ધરાવે છે જો તમે તમારી બનાવટની વસ્તુઓ બીજા દેશોમાં મોકલવાની ઇચ્છા ધરાવતા હો તો તે દેશોની બનાવટો માટે પણ તમારા દેશની બજારો ખુલ્લી મુકવી જોઇએ. જો રાજ્યસત્તા આપણી હોત તો આપણે આપણા ઉદ્યોગોની તપસીલ કરી હોત, અને કેવો માલ કયા દેશમાં જઇ શકે તેમ છે, તથા દેશમાં કયા ઉદ્યોગનું ભવિષ્ય ચળકતું છે, આપણા દેશમાં કયો કાચો માલ છે, ને પરદેશમાં કેવા પ્રકારનો કાચો માલ છે, તથા કયો માલ આપણે સોંઘામાં સોંઘો બનાવી શકીશું. વીગેરે વિચારો કરત. સરકારને પૈસાની તંગી રહે છે તેથી સઘળી વસ્તુઓ ઉપર જકાત નાંખે છે. પણ રક્ષક જકાત કાંઇ

બધા આયાત થતા માલ ઉપર નંખાતી નથી, પણ જો રાજસત્તા આપણી હોત તો આપણા દેશી ઉદ્યોગના રક્ષણ માટે કેવા પ્રકારની રક્ષક જકાત નાંખવાની જરૂર છે તે જોઇ તેવી જકાત નાંખી શકત.

અમે ત્રણ કે ચાર વસ્તુઓજ હાલમાં હાથમાં લીધી છે કે જેનું પરદેશી આયાત સામે રક્ષણ થવાની જરૂર છે. આ વસ્તુમાં તંતુની વસ્તુ રૂ પહેલું છે. આપણા દેશમાં રૂ પુષ્કળ થાય છે પણ તે પરદેશ જાય છે, (ઇંગ્લંડ) અને તેનાં કપડાં વણાઇને પાછા આ દેશમાં આવે છે. અમારો પ્રથમ બોયકોટ આ લુગડાં સામે છે. અને આમાં કંઇ પણ અપવાદ શિવાય તે સ્વતંત્ર બોયકોટ હોવો જોઇએ, પરદેશી મીઠું પણ અમે બોયકોટ કરવા માગીએ છીએ, પરદેશી ખાંડ પણ બોયકોટ કરેલી છે, ઇનેમેલ્ડનાં વાસણો જેણે આપણા ધાતુનાં વાસણોના ઉદ્યોગને પાયમાલ કર્યો છે. આ ચાર વસ્તુઓ અમોએ તદ્દન બોયકોટ કરી છે, આ ચાર વસ્તુ તે પરદેશી કપડાં, પરદેશી મીઠું, પરદેશી ખાંડ અને પરદેશથી આવતાં વાસણો છે. આ ચારેને તદ્દન બહીષ્કાર કરવામાં આવ્યાં છે.

બોયકોટનો સામાન્ય નિયમ એવો છે કે જે વસ્તુઓ દેશમાંજ બની હોય તેજ વાપરવી અને પરદેશી બનાવટની ચીજો વાપરવી નહીં, પછી જો કે દેશી બનાવટની ચીજો મોંઘી મળતી હોય તોપણ સોંઘી પરદેશી વસ્તુઓ વાપરવી નહીં. આ સાધારણ નિયમ છે પણ આપણે ઉપરમાં જણાવ્યું તેમ મીઠું, કાપડ, ખાંડ, અને ધાતુપાત્રોના સંબંધમાંજ આ નિયમ હાલ લાગુ પાડયો છે, થોડે દરજ્જે કાચના સામાન ઉપર અને સામાન્ય રીતે બધી પરદેસી મોજશોખની વસ્તુ સામે બહિષ્કારનો નિયમ લાગુ પડયો છે. આ અમારા બાયકોટના નિયમની મર્યાદા છે. અમે બધી વસ્તુઓ બોયકોટ કરવાની દરખાસ્ત કરતા નથી. અંગ્રેજી ચોપડીઓને અમે બોયકોટ કરવાનું કહેતા નથી. અમે પરદેશી વિજ્ઞાન શાસ્ત્રને લગતાં સામા-

નને બોયકોટ કરવાનું કહેતા નથી. સાંચાકામો બોયકોટ કરવાનું કહેતા નથી. તેમજ અમે લડાયક સામાનને બોયકોટ કરવાનું પણ કહેતા નથી. (હસાહસ) આવા સામાનની આપણને જરૂર છે. આ સઘળી વસ્તુઓની મદદથી આપણે આપણી પ્રજાકીય જીંદગી મજબુત કરી શકીએ તેમ છે. આ બધી વસ્તુઓ આપણે કયાંથી મેળવી શકીએ, ચોપડીઓ મારફતેજ આ વસ્તુઓ મેળવી શકાય છે, આપણે બાહિષ્કાર કરનાર હોવાથી::એમ કહેવાનું ન જોઇએ કે આપણે શા સારૂ રેલવે અને ટ્રામનો ઉપયોગ કરીએ છીએ. અંગ્રેજી બુટો કેમ વાપરીએ છીએ અને વીજળીક પંખા તથા વીજળીક દીવા શા સારૂ વાપરીએ છીએ. આપણે જંગલી સ્થિતિ ઉપર જઇ શકતા નથી. આ વસ્તુઓ આપણી પ્રજાકીય સ્થિતિમાં મદદગાર છે. આવી વસ્તુઓ વાપરતી વખતે આપણે આપણા દેશમાં બનતી તેવી વસ્તુઓ તરફ બેદરકાર રહેવું જોઇએ નહીં. માટેજ આપણે ઉપરમાં જણાવેલી ચારજ વસ્તુઓને તદન બહિષ્કાર કરેલી છે. ગમે તેવી સ્થિતિમાં હોઇએ પણ પરદેશી કાપડ, પરદેશી ખાંડ અને પરદેશી મીઠું તો આપણે કદીપણ વાપરવું જોઇએ નહીં, પણ પરદેશી હથીઆરો, ઓજારો અને એવીજ બીજી ચીજો જયાંથી મળે ત્યાંથી લેઇને વાપરવામાં હરકત નથી. વેપારની વસ્તુઓની માફક ચોપડીઓની ખરીદી કરવી એ કાંઇ વેપાર ગણાય નહીં, કારણ કે દુનિયામાં જેટલું જેટલું જ્ઞાન છે તે સઘળું દૈવિ સત્તાને આધીન છે, વિજ્ઞાન, તત્વજ્ઞાન, અને યુરોપની હુન્નર કળા એ કાંઇ યુરોપનીજ નથી પણ આખા જગતની છે. દરેક માણસમાં મન છે અને તેથી જગતની સઘળી માનસીક તથા અકકલજન્ય જીન્દગીમાં જે જે ગ્રહણ કરવા લાયક હોય તે દરેક માણસે પ્રાપ્ત કરવી જોઇએ. કેમકે જગતમાં મન એકજ છે અને તે મન પરમેશ્વરનુંજ છે. મતલબ કે મનુષ્યનાં મન પરમેશ્વરના અંશરૂપ છે, સૌંદર્યતા એ દૈવિકછે માટે કળા કૌશલ્યની ચીજો પસંદ કરવાનો દરેક માણસને હકછે, જ્ઞાનના સંબંધમાં પણ તેમજછે, અને તેમાં નાતજાતકે ચામડીના રંગનો

તફાવત જોઇ શકાતો નથી.જ્ઞાન એક અખંડિત વસ્તુછે. ને એકજ છે, વિજ્ઞાન પણ તેવુંજ છે. હુન્નરકળાનું પણ તેમજ છે જેથી પરમેશ્વરના દરેક પુત્રને એ વસ્તુઓ ગમે ત્યાંથી મેળવવાનો હક છે, આ વસ્તુઓ રદબાતલ કરવાને અમે માગતા નથી. ગૃહસ્થો, આ પ્રમાણેની અમારી બહિષ્કારને લગતી હીલચાલ છે. પણ ઔદ્યોગીક રીતે બોયકોટ રાજયદ્વારી બાબતનો સવાલ માત્ર ઉઠે છે. અને આજ બોયકોટ શું છે તે સમજાવે છે, અને તેપણ રાજકીય હથીઆરજ છે. રાજકીય હથીઆર એટલે શું એ હથીઆર તે નિર્દોષ અટકાવજ છે. આ નિર્દોષ હથીઆર એક એવું સાધન છે કે પરદેશી પ્રજાઓ આપણા ઉપર હુન્નરકળાની સરસાઇનું રાજ્ય ચલાવે છે તેઓએ આપણને કરેલા નુકશાનનું વેર આ નિર્દોષ અટકાવવડેજ લેઇ શકાશે. મોગલ અને પઠાણોની માફક જો હાલના આપણા રાજયકર્તા ફકત રાજદ્વારી બાબતમાંજ આપણા રાજયકર્તાઓ હોત તો વાત જુદી હતી, પણ આપણા અંગ્રેજ રાજયકર્તાઓ તો અરધા રાજય કર્તાઓ છે અને અરધા વેપારીઓ છે. રાજયકર્તા તરીકે આપણે તેઓના તાબેદાર છઇએ પણ જ્યારે વેપારની વાત આવે છે ત્યારે તેઓ એ વેપારી ઉદ્દમીના સામાન્ય નિયમોને તાબે થવું જોઇએ પણ આપણું કમનશીબ એટલુંજ કે આ દેશની વેપારી સરકાર જ્યાં જ્યાં વેપારના હિતને નુકશાન થાય એવું લાગે છે ત્યાં ત્યાં પોતાની રાજ્યકર્તા તરીકેની સતા વાપરી વેપારનું રક્ષણ કરે છે. સરકારનો શુભહેતુ બીજા સ્વરૂપમાં કહેવા માગતો નથી એમ મારે કહેવું જોઇએ, આમ કહેવાને માટે મારી પાસે સાહાદત છે અને એ સાહાદત હિંદના માજી વાયસરોયનીજ છે અને તે લોર્ડ કર્ઝનની પોતાનીજ સાહાદત છે. અમુક ખાણ ખણનારાઓની સમક્ષ ભાષણ કરતાં તે નામદારે જણાવ્યું હતું કે તમારૂં કામ ખાણો ખોદાવાનું છે અને મારૂં કામ પણ હિંદી સરકાર તરીકે રાજ્ય ચલાવવાનું. ખાણો ખોદ-નારછે, આ બોલવાનો શો અર્થ થાય છે? એનો એ અર્થ થાય છે કે

રાજ્યની સતા ખાણો ખોદનારાઓને ચેમ્બર ઓફ કોમર્સ દ્વારા મદદ આપ-વાને કામે લગાડવી જોઇએ. એક તરફ ચેમ્બર ઓફ કોમર્સ અને બીજી તરફ સરકાર એ બંને મળીને આ દેશના ખાણો ખોદવા જેવા વેપારને મદદ આપતી જાય છે અને તે છતાં આપણને રાજયકીય હીલચાલથી દુર રહેવાનું કહેવામાં આવે છે, અને ઔદ્યોગીક હીલચાલથી રાજ્યકીય હીલચાલને અલગ રાખવાને સમજાવવામાં આવે છે. પુર્વ બંગાળમાં શું બન્યું છે. અમે બ્રિટિશ માલને બહિષ્કાર કરવાનું જાહેર કર્યું આ બહિષ્કાર વેપારીઓની એકસંપીજ કહી શકાય. પરદેશી માલ દેશી માલના ભોગે વાપરવો એ ગેરકાયદેસર નથી? પરદેશી ખાંડ કે મીઠું વાપરવું એ કાયદા વિરૂદ્ધ નથી? પોતાના સાથી કે પડોશીને પરદેશી માલ નહીં વાપરવાને કહેવું એ શું કાયદા વિરૂદ્ધ છે? (ના—ના) મીતાહારપણાના હિમાયતીઓ જે રીતે કરે છે તે કરતાં વધુ અમે શું કર્યું છે. દેવળના ચોકમાં એક પાદરી ઉભો રહી ધાર્મિક વિચારોને ઉતારી પાડનાર ભાષણ આપે છે એ શું ગેરકાયદેસર નથી? હું હીમતથી કહું છું કે આજ ગેરકાયદાસર છે. પાદરી કહે છે કે તમે આવા દેવતાઓને પુજશો નહીં. આ શું અપમાન ભરેલું નથી? મીતાહાર મંડળીનો સભાસદ દારૂ નહીં પીવાની હિમાયત કરી ભાષણ આપે છે; પણ તે ગરીબ દારૂ વેચનારાઓને આવા ભાષણથી નુકશાન નથી કરતો? પણ આવા ભાષણોને કદી ગેરકાયદેસર ઠરાવેલું કોઇએ સાંભળ્યું છે? પણ હમણા હમણા પરદેશી બનાવટનો માલ નહી વાપરવાનું બંગાલી પ્રજા પોતાના સગાને, મિત્રને, પાડોશી અને ગામગામના લોકોને કહે છે, ત્યારે તેઓને હેરાન કરવામાં આવે છે, પોલીસ પકડે છે, જેલમાં મોકલે છે. તે-મના ઉપર કામ ચલાવે છે. પણ આમ બનવાનું કારણ ફકત એટલુંજ છે કે સત્તાધારી સરકાર રાજ્ય પણ ચલાવે છે ને વેપારના કામમાં સંશોધન પણ કરે છે. પૂર્વ બંગાળામાં મગના નદીના કિનારા ઉપર એક મોટું બજાર છે જે બજારમાં એક વર્ષ ઉપર લિવરપુલનું મીઠું મોટા જથામાં આવ્યું

હતું. ત્યાંના મજુરોએ આ મીઠું નદીમાંથી જમીન ઉપર લાવવાને ના પાડી હતી. આ મીઠું કલકત્તાની ટરનર મોરીસનની કંપનીએ મોકલ્યું હતું. આ કંપનીએ મજુરો મીઠું ઉતારતા નથી એવું જાણ્યું હશે ત્યારે સરકારને એ બાબતની હું અનુમાન કરૂં છું કે ખબર આપી હશે, આ હકીકત વિષે હું બરાબર જાણતો નથી. પણ બન્યું એમ કે કેસરગંજનો ડીવીઝનલ મેજીસ્ટ્રેટ ત્યાં જઇ ત્યાંના જમીનદારને બોલાવ્યો અને મજુરો મીઠું કેમ ઉપાડતા નથી તેની તપાસ ચલાવી જમીનદારને એ વિષે પુછ્યું. જમીનદારે કહ્યું કે એ બાબતમાં હું શું કરી શકું. મેજીસ્ટ્રેટે કહ્યું કે બાબતમાં તમો જવાબદાર છો. મજુરોને બોલાવવામાં આવ્યા—મેજીસ્ટ્રેટે તેઓને પુછ્યું કે તમો નદીમાંથી ગોડાઉનમાં નાખવા શા સારૂ ના પાડો છો મજુરોએ કહ્યું અમો એ મીઠું ઉપાડવાના નથી. મેજીસ્ટ્રેટે કહ્યું તમોને એમ કરવાનું કોના તરફથી કહેવામાં આવ્યું છે, મજુરોએ કહ્યું અમારી નાત તથા અમારા ધર્મગુરૂએ એ મીઠું ઉપાડવાની બંધી કરી છે, અને જો કોઇ ઉપાડે તો તેને નાત બહાર કરી તેનો હુકોપાણી બંધ કરવામાં આવે છે. મેજીસ્ટ્રેટ જમીનદારને આથી કાંઇ કરી શકયો નહીં, ને ટરનર મોરીશનની કંપનીને કલકતેથી મજુરો મોકલી એ મીઠું વખારમાં નંખાવવું પડયું. આમાં અર્થ સુચક મુદ્દો એટલોજ છે કે આ માલને વખારમાં નાંખવાને વિભાગી મેજીસ્ટ્રેટની ઇંતેજારી કેટલી હતી. ટરનર મોરીશનની કંપનીને ડામરેજ આપવું ન પડે એ શું તેની સત્તાધારી ફરજોમાંની એક ફરજ હતી? શું આ બાબત માટેજ તેને પગાર મળે છે (નહીં-નહીં) આજ વિભાગી મેજીસ્ટ્રેટને એક દયાજનક કીસ્સાની તપાસ કરવાનો વખત નહોતો મળ્યો, આ કેસ એવો છે કે એક ચૌદ વર્ષની છોકરી રાતે પોતાના ઝુંપડામાંથી બહાર નીકલી કે તેને કેટલાક બદમાશ મુસલમાનોએ હેરાન કરી અને એક અઠવાડીયા પછી તે છોકરી એક જંગલમાંથી કંગાલ હાલતમાં મળી આવી. છોકરીને લાવવામાં આવી, કેસ દાખલ થયો. અને બળાત્કારનો કેસ હતો, મેજીસ્ટ્રેટને આ કેશની

સ્થાનિક ચોક્સી કરવાનો વખત ન મળ્યો.

આ ઉપરથી તમો સમજી શકતા નથી કે હિંદી સરકાર રાજ્યદ્વારી સત્તા અને વેપારના સંશોધનની સત્તાપણ ધરાવે છે. જે આપણા ભાઇએ બોયકોટથી રાજ્યદ્વારી અને સ્વદેશી હીલચાલથી રાજ્યદ્વારી હીલચાલ બાતલ રાખવાનું આપણને કહે છે તેઓએ પ્રથમ રાજ્ય તરફથી વેપારની સંશોધન સત્તા જુદી પડાવવાનો યત્ન કરવો જોઇએ. સરકાર વેપારના સંશોધનથી જ્યારે હાથ ઉઠાવશે ત્યારે અમે પણ સ્વદેશી હીલચાલથી રાજ્યદ્વારી સવાલો જુદા રાખીશું. ખરી વાત એ છે કે સ્વદેશી હીલચાલ અને બોયકોટ કાંઇ ફકત આર્થિક હીલચાલ નથી દરેક દેશમાં આ બન્ને હિલચાલો એકત્ર થએલીજ હોય છે. તો હિંદમાં પણ તે શા સારૂ એમ ન રહેવી જોઇએ! સ્વદેશી હિલચાલ રાજ્યકીય હિલચાલ સાથે ચાલવી જોઇએ અને ત્યારેજ તે બોયકોટ કહી શકાય, અને આ બોયકોટ એ નિર્દોષ અટકાવ છે. આ હિલ-ચાલ પ્રજાનો નિશ્ચય બતાવે છે, અને ફકત પ્રજાની ઔદ્યોગીક સ્થિતિનો બચાવ કરે છે એટલુંજ નહી પણ પ્રજામાં નવી શકિતઓ ઉત્પન્ન કરે છે, જે નિર્દોષ રીતરીવાજો વડે સ્વરાજ્યનો શવાલ ઉભો કરે છે.

બંગાળામાં ચાલતો બોયકોટ એ પરદેશી ચીજોનો બોયકોટ નથી. એ બોયકોટમાં કાપડ, ખાંડ, અને મીઠાનો સમાવેશ થાય છે. માનની જગોએ ને પણ અમે કેટલેક દરજ્જે બોયકોટ કરેલ છે. પૂર્વ બંગાલમાં નવી ધારા બાંધનારી સભામાં બેઠક ધરાવવા માટે કોઇ પણ પ્રજાકીય આગેવાન ચુંટી કઢાવવાને બહાર પડતો નથી. અને થોડા વખત દરમીયાન મ્યુનીસીપેલીટી અને લોકલ બોર્ડને પણ તેઓ બોયકોટ કરશેજ, આવા પ્રકારના બોયકોટનો અર્થ નીચે પ્રમાણે છે.

અમે સરકારના કરો ભરીએ છીએ. મદ્રાસનું એક એંગ્લો ઇંડીયન પત્ર મારા વિચારોની સામે ટીકા કરે છે. એ વિચારો એવા છે કે આપણ લોકોજ દેશનું રાજ્ય ચલાવીએ છીએ, અને આપણનેજ રાજ્યકાજમાં ભાગ

આપવામાં આવતો નથી, આનો અર્થ એ પત્ર સમજી શકતું નથી. આપણે રાજ્ય કરીએ છીએ અને નથી પણ કરતા એ સમજાય તેવી બીના નથી. આપણામાં ત્રણ દેવતાની ત્રીપુટી છે કે જે દેવતાઓ ત્રણ છતાં પાછા એક થાય છે. આ ત્રીપુટીમાં સત્ય સમાયલું છે. આપણે દેશનું રાજ્ય ચલાવીએ છીએ અને આપણે જાણતા નથી કે આપણે દેશનું રાજ્ય ચલાવીએ છીએ. માયા—માયા! એટલે જ્ઞાનની તંગી. માયા દુર થવાથી નવો ભાગ ઉભો થતો નથી. એતો ફકત જુના ભાગને નવું નામજ આપે છે. અને આજ અર્થની ખામીથી આપણે રાજ્ય કરીએ છીએ એમ કહેવાય છે, એજ બીના સ્વરાજ્ય અને પરરાજ્ય વચ્ચે તફાવત ઉભો કરે છે. અને બાયકોટની હીલચાલથી આ બન્ને રાજ્યો વચ્ચેનો તફાવત જોવામાં આવે છે. ઉપલી માયાનો નાશ થવાથીજ બોયકોટની ફતેહ છે. રાજયની નોકરી કરીને બોયકોટ કરી શકાશે નહીં. અને એમ હું કહેતો પણ નથી. પ્રોફેસર સીલસે કહ્યું છે કે જો હિંદીવાનો આપણને હિંદમાં રાજ્ય ચલાવવાની મદદ કરે નહીં તો આપણને રાજ્ય ચલાવવાનું બંધ કરવું પડે, અને બોયકોટથી જો પ્રજા નિશ્ચય રહે તો આપણે સરકારને જુલમી થતા અટકાવી શકાયે. આપણે પરદેશીઓને ધિકારતા નથી, આપણે બ્રિટિશ પ્રજા કે સરકારનો તિરસ્કાર કરતા નથી. અમે ફકત તેની તરફ બેદરકાર રહેવા માગીએ છીએ. (હસાહસ અને ખુશાલીના અવાજો) સરકારના મહેલ તરફ નજર નહીં કરતાં લોકોનાં ઝુંપડાં તરફ નજર કરીએ છીએ, અમે સરકારને અપીલ કરવાના સંબંધમાં અમારૂં મોં બંધ કરીએ છીએ, પણ અમારો યત્ન લોકો તરફ કરીએ છીએ, અને આ બોયકોટ એ હીલચાલનો હેતુ છે. સરકારના અમલદારોને બોયકોટ કરવાનું કામ સંપુર્ણ નથી. અમે પણ તેમ કહેતા નથી. સરકારી નોકરી કીમતી છે, વાર્ષિક રૂ. ૧૦૦૦ નો પગાર મેળવનારને રૂ. ૧૦૦૦૦ ની જામીનગીરી આપવી પડે છે. સરકારી નોકરીમાં આબરૂ ગણવામાં આવે છે. પણ અમે એ આબરૂને સંસારીક રીવાજમાં નીચી પાડીશું. સ્મૃતિમાં

આપત્તિધર્મ કહેલો છે એટલે કે દુકાળ જેવા વખતમાં મનાઇ કરેલો ખોરાક ખાવાની છુટ મુકવામાં આવી છે, તેવીજ રીતે આપત્તિધર્મ સાચવવા માટેજ સરકારની નોકરી કરવામાં છુટ મુકવામાં આવશે. મરવું તેનાં કરતાં સરકારી નોકરી કરી પેટ ભરવું એટલે દરજજે લોકો વિચાર કરનારા થશે ત્યારે અમારી બોયકોટની હીલચાલ ફતેહમંદ થયેલી ગણાશે. પ્રાચીન કાળમાં અને હાલમાં પણ કેટલેક ઠેકાણે એવું ચાલે છે કે એક બ્રાહ્મણ જોડા વેચવાનો કે ચામડાનો ધધો કરતો નથી. પણ જ્યારે તંગીમાં આવી પડે છે ત્યારે એવો ધંધો પણ કરે છે. પણ તે તેની નાતજાતમાં અને સમાજમાં હલકો ગણાય છે. તેવીજ રીતે સમાજની નજરમાં સરકારી નોકરી એ હલકો ધંધો છે એવું અમે ઉતારી શકીશું ત્યારે એ નોકરી કરવાનું કામ લોકો હલકું ગણશે. હાલમાં નોકરી કરનારા લોકો નોકરીના અંગે તેને થતી સલામમાં સઘલું માન-આબરૂ અને બદલો મળેલો ગણે છે. એક ડેપ્યુટી મેજીસ્ટ્રેટને તેના ઉપરી તરફથી મલતો ઠપકો તથા થતું અપમાન તે સહેલાઇથી સહન કરે છે કારણ કે લોકોની જાણમાં તે આવી શકતું નથી, પણ તે ઓફીસમાંથી બહાર નીકળે છે કે તેને લોકો સલામો કરે છે અને માન આપે છે, પણ બહાર નીકળતાં કોઇ સલામ કરે અથવા માન ન આપે તો નોકરી માટેની તેની લાલચ દુર થવા પામે. આમ કરવાથી આપણે કાયદાની હદમાં રહી સરકારના કામને કાંઇક મુશ્કેલ બનાવી શકીશું, એનેજ અમે નિર્દોષ અટકાવ કહીએ છીએ અને આજ સાધન વડે સ્વરાજ્યનું કામ કરી શકીશું. સ્વાર્થનો ભોગ આપવાની વૃત્તિ લોકોમાં આથી કરીને ઉત્પન્ન થશે ગાંમડાંઓ તાલુકાઓ અને જીલ્લાઓના લોકો પોતપોતાના ભલાને માટે એકઠા થઇ જે કામો કરે તે કામો કાયદા વિરૂદ્ધનાં હોયજ નહીં, તળાવો ખોદે દવાખાના સ્થાપે અને એવાંજ બીજા લોક હિતનાં કામો તેઓ કરે એમાં શું ખોટું છે. હું હીમતથી કહું છું કે આમાં કાંઇ ખોટું છે એમ કોઇ કહી શકેશે નહીં. અને અમે

લોકલ બોર્ડ કે પ્રાંતિક સરકારના જેવી સ્વરાજ્યની વ્યવહારીક યોજના ઉભી કરવાનું કહીએ છીએ. અમે તે પ્રમાણે કરીએ છીએ અને બંગાલના કેટલાક ભાગોમાં અમે આમ કર્યું પણ છે. અમારાં ગામડાંઓમાં પંચાયતો ઉભી કરી છે. કોર્ટમાં કજીયા લડવા પૈસાની ખુવારી કરવા જવા ના પાડવી એ શું કોઇપણ રીતે કાયદા વિરૂદ્ધ છે? આ અમારી યોજના સંપૂર્ણ થશે ત્યારે કાયદાની કોરટોને થોડો છુટકારો મળશે. અમારા જાહેર ફંડથી નીમેલા ડાકટરો લોકોને મદદ આપશે. જાહેર બાંધકામનાં નાના કામો લોકો મહેનતથી કરશે. અમારી પોલીશ પણ ગુન્હાઓ બનતા અટકાવશે અને સરકારની પોલીશના કામમાં વચ્ચે જશે નહીં. આમ કરીને અમે અમારા પ્રતિસ્પર્ધિઓને અમારી લાયકાત બતાવવા માગીએ છીએ. પ્રજાકીય કેળવણીની મારફત બોયકોટ હીલચાલ વધારવાની અમારી ધારણા છે.



# હિંદી પ્રજા અને હિંદના મુસલમાનો.



( ૫ )

"હિંદી પ્રજા અને હિંદના મુસલમાનો" એ વિષયપર બોલતાં મી૦ પાલે શરૂઆતમાં પોતાને ભાષણ કરવાની આવેલી તક માટે મદ્રાસની "યંગમેન્સ મેહોમેડન એસોસીએસનનો ઉપકાર માનતાં જણાવ્યું કે આ દેશમાં હિંદુ મુસલમાનને લગતો સવાલ વારંવાર સાંભળવામાં આવે છે, પણ આજના ભાષણમાં હું એ સવાલ વીશે બોલનાર નથી, પણ એટલું કહેવાની મને છુટ આપશો કે મારા બચપણના વખત સુધીમાં જો

કે હિંદુ મુસલમાનો નાતજાત, ધર્મ તથા સંસારીક રીત રીવાજોમાં મળતા આવતા નથી તો પણ તેઓ સલાહ સંપથી વર્તતા અને એકમેકના ધર્મને માન આપતા હતા, અને પડોસમાં વસતા છતાં કોઇ પણ જાતની ખરાબ લાગણી તેઓમાં નહોતી. મારી ઉમર પચાસ વર્ષની છે ને તે મુદતમાં બંગાળાના ગામો કે કસ્બામાં હિંદુ–મુસલમાનો વચ્ચે નાઇત્તફાક બનાવોનું હું જાણતો નથી. હું જે ગામમાં રહું છું. ત્યાં મારો પડોસી મુસલમાન છે. ગામમાં મુસલમાન જાગીરદાર છે, અને મારે મુસલમાન દોસ્તો પણ છે. મારા પડોશીને હું ચાચા કહું છું ને તેનાં છોકરાં મારા પિતાને ચાચા (કાકા) કહેતા, મારા કુટુંબમાં લગ્નાદિ પ્રસંગે તેમને નોતરતા અને તેઓને ત્યાં પણ તેવા પ્રસંગો ઉપર અમે જતા, અને એકમેકને ભેટ સોગાતો આપતા. આગળના વખતના બંગાળામાં આથી પણ વિશેષ ભાઇ-ચારો હતો પણ તે આધુનિક સુધારો દાખલ થવા સાથે નાશ પામ્યો છે. આવો ભાઇચારો છેલ્લાં ૧૦ વર્ષ પહેલાં પણ હયાતીમાં હતો. ગયા વરસેજ જ્યારે હું કોમીલા ખાતે ગયો હતો ત્યારે ઘણા આબરૂદાર મુસલમાન ગ્રહસ્થોએ એક જાહેર ભાષણ આપવાને મને આમંત્રણ કર્યું હતું, તેજ દિવસે મારા ઘરના મુસલમાન પાડોસીનો એક સગો મને ઓચીંતો મળવા આવ્યો હતો. બચપણમાંજ મેં મારૂં ગામડું છોડયું હતું તેથી આ ગ્રહસ્થને હું ઓળખતો નહોતો. આ વખતે સતાવાળાઓ તરફથી મુસલમાન જાગીરદારો ઉપર હિંદુઓની હીલચાલથી અલગ રહેવાનું દબાણ કરવામાં આવતું હતું છતાં પણ એ ગ્રહસ્થે મને મળવાને આતુરતા બતાવી હતી. આવી સ્થિતિ છેલાં પાંચ વર્ષ પહેલાંજ હતી, એટલે હીંદુ મુસલમાન, ભાઇઓની માફક વર્તતા હતા, તેથી હિંદુ–મુસલમાનને લગતો સવાલ ઉભો થવાનો સંભવજ નહોતો. પણ થોડુંક થયાં એ બેઉ કોમો વચ્ચે કાંઇ કાંઇ વાંધા ઉભા થયા છે, એ વાંધા ઉભા થવાનાં ગમે તે કારણો હોય પણ બંને કોમોના આગેવાન શુભેચ્છકોએ એકત્ર થઇ એવા ઉપાયો શોધી કહાડવા કે જેથી થએલાં ઉંચામન

શાંત થાય. જો કે મુસલમાનો આ દેશમાં પરદેશથી આવ્યા છે પણ ગયાં એક હજાર વર્ષથી તેઓ આ દેશને પોતાનો કરી રહયા છે અને દેશના હિતમાંજ પોતાનું હિત જોયું છે. અને હાલની હિંદી પ્રજામાં તેઓ પણ છે. હિંદુઓ પણ આ દેશના મૂળ વતનીઓ નહોતા, તેઓ પણ પરદેશથી આવી અસલ વતનીઓને હઠાવી સ્થાયી થયા હતા, મુસલમાનો પણ આ દેશમાં આવી હિંદુઓને હઠાવી તેમની વચ્ચે સ્થાયી થયા છે. જેથી હિંદી પ્રજામાં તેઓનો પણ સમાવેશ થાય છે. હિંદી પ્રજા એટલે કાંઇ એકલા હિંદુઓજ નહી પણ હિંદમાં વસતી તમામ જાતોનો તેમાં સમાવેશ થાય છે તેમાં હિંદુ મુસલમાન, ક્રિશ્ચીયન, બુધ્ધો, અને પારસીઓ પણ આવી જાય છે. આ સઘળી જાતો મળીને હિંદી પ્રજા થાય છે.

જ્યારે હું "સ્વરાજ્ય, હિંદુસ્તાન" અને "હિંદી પ્રજા વિષે બોલું છું" અને જ્યારે આપને ખાતરી આપું છું ત્યારે હું કોઇપણ એક જાતને માટે બોલતો નથી પણ જે લોકો આ દેશના વતની છે તેઓને માટેજ બોલું છું. આ દેશ તેવા લોકોને બીજા દેશો કરતાં વધુ પ્રીય છે. આ દેશ કે જેમાં તેઓના બાપદાદાઓ જનમ્યા અને મુઆ છે અને જે દેશમાં તેઓના પુત્રો વૃદ્ધિ પામશે અને ખીલશે અને વધુ સુખી તથા શાણા થઇ વંશપરંપરા ચાલુ રહેશે તેથીજ ગમે તે કારણોથી હિંદુ–મુસલમાનો વચ્ચેનો સવાલ ઉત્પન્ન થયો હોય તોપણ તેના ઉપર ગંભીર ધ્યાન પહોંચાડવાની જરૂર છે) હિંદુઓએ મુસલમાનોના ઇલમ અને સુધારાની તથા મુસલમાનોએ હિંદુઓની વિદ્યા અને સુધારાની સમજણ ધરાવવાથી આ સવાલનો ફડચો મનમાનતી રીતે આણી શકાશે એવું હું ધારૂં છું. આ શવાલને એમાંથી કોઇપણ કોમના હલકી કીસમના લોકો સાથે નીસબત નથી પણ બંન્ને કોમોના ઉંચી કીસમના માણસો જો એકમેકના ધર્મની તથા સુધારાની માહેતી ધરાવતા થાય તો તેઓમાંથી હાલમાં જોવામાં આવતો મતભેદ દુર થાય અને તેઓની અસર ઉતરતી પંકિતના લોકો ઉપર પણ સારી

થઇ શકશે,: અને આજ બાબત ઉપર હું આપનું ધ્યાન ખેંચું છું કે જયારથી મુસલમાનો આ દેશના વિજયિ થયા ત્યારથી તેઓએ હિંદી પ્રજાના રાજયકીય શવાલ ઉપર શી અસર ઉપ્તન્ન કરી છે. આ દેશના હિંદુઓ તેઓના ધર્મને માટે મગરૂર છે અને એ ધર્મમાં ફકત બે કલ્પનાજ ધ્યાન ખેંચે તેવી છે. એક તો યોગ અથવા ધ્યાન અને બીજી વૈરાગ્ય અથવા સઘળા પદાર્થોમાંથી આસક્તિનું ઉડી જવું. પણ તમે જાણો છો કે તમારામાં જેવા યોગીઓ, વૈરાગીઓ, સંત સાધુઓ વીગેરે છે તેવા મુસલમાનોમાં પણછે અને તેમના હઝરત પેગંબર મહમદ સાહેબ યોગીઓના યોગી, સાધુના સાધુ હતા. જયારે પેગંમ્બર સાહેબ બેહસ્તનશીન થયા ત્યારે તેઓ પોતા પાછળ શું મુંકી ગયા. મહમદ પેગંબર સાહેબ ઇસલામી શહેનશાહતના સ્થાપનાર હતા જેઓ ઘણી લડાઇઓ લડયા હતા ઘણા મુલકો સર કર્યા હતા, અને રીવાજ પ્રમાણે ઘણી લડાઇઓમાં મેળવેલી લુટનો હિસ્સો મેળવ્યો હતો. લુંટોમાં કીમતી ખજાના મેળવ્યા છતાં પેંગબર સાહેબ પોતાના મરણ પાછળ ફકત ફાટેલી સાદડી અને માટીની શરાઇ મુકી ગયા હતા (અલ્લાહો અકબરના અવાજો) પેગંબર સાહેબની દીકરી તથા જમાઇ અલ્લીના સંબંધમાં ઘણી વાતો કહેવામાં આવે છે. એક પ્રસંગે એકાએક લડાઇમાં અલ્લી વિજયી થયો અને લુટ તરીકેના પોતાના હિસ્સામાં ઘણી સોના મહોરો મેળવી હતી. મહમદ સાહેબને એક દિવસે ખાવાના વાખા હતા અને તેથી અલ્લીને ત્યાં પોતાના ચેલાઓ સાથે ગયા. પણ અલી ઘેર નહોતો, પણ પેગંબર સાહેબની બેટી હજાથ ઘેર હત્તાં. તેમણે પોતાના બાપને કહ્યું કે, આપ એકલા છોકે આપની સાથે કોઇ બીજું છે, પેગંબર સાહેબે કહ્યું કે મારી સાથે મારા ચેલાઓ છે. હઝાથે કહ્યું કે ત્યારે તો હું બહાર આવી શકતી નથી કારણ કે મારા પંડ ઉપર જોઇતા કપડાં નથી. પેગંબર સાહેબે કહ્યું કે અમે તમારે ત્યાં જમવા આવ્યા છીએ. અલ્લી કયાં છે? હઝાથે કહ્યું તે હજુ આવ્યા નથી. મહમદ સાહેબે કહ્યું અમને ખાવા આપ. પુત્રીએ કહ્યું, પિતાજી

મારા નાના બાળકને માટે આજે દુધ પીવાનું પણ નથી. પિતાએ કહ્યું એમ કેમ બને. હઝાથે જવાબ આપ્યો કે અલ્લીને લુંટમાં જે કીંમતી સોના મોહોરો મળી હતી તે ત્યાંને ત્યાંજ ફકીરોને વહેંચી આપવામાં આવી હતી. ગૃહસ્થો, આ દાખલો શું વૈરાગ્ય દશાની અવધિ સુચક નથી? હિંદુઓ યોગ અથવા ધ્યાન વિષે કહે છે, પણ શું તમે જાણુતા નથી કે મુસલમાન પેગંબરો, ફકીરો, અને ઓલીયાઓ પણ તે વિદ્યા જાણુતા, એ વિષે પણ અલ્લીનો દાખલો મોજુદ છે. અલ્લી એક લડાઇમાં ઘાયલ થયો હતો, અને ઘુંટણુની નીચેના ભાગમાં ભાલો ભોકાયો હતો અને એટલું દુઃખ થતું હતું કે તે કહાડવાને કોઇને પણ અડવા દેતો નહીં. આ હકીકતની મહમદ સાહેબને અલ્લીના ચેલા મારફત ખબર પડી, ત્યારે પેગંબર સાહેબે ચેલાને કહ્યું કે હમણાં કાંઇ કરતા નહીં પણ અલ્લી જ્યારે નીમાઝ પડતો હોય ત્યારે તે ભાલો ખેંચી લેશો તો તેને કાંઇ દુઃખ જણુાશે નહી. એ પ્રમાણે જ્યારે નીમાઝનો વખત થયો ને અલી જ્યારે નીમાઝ પડતો હતો, ત્યારે એકજણે ભાલાને જોરથી ખેંચ્યો ને તે માંસના લોચામાંથી લાલચોળ થએલો જણાયો પણ એની કાંઇ પણ અસર અલ્લીને થતી જણાઇ નહીં. (અલ્લા હો અકબરના ખુશાલીના અવાજો) આવોજ એક બીજો દાખલો હઝરત મહમદ સાહેબનો છે. તમે સઘળા જાણો છો કે પેગંબર મહમદ સાહેબ જ્યારે બીબી અયેશાની સાથે વાર્તાવિનોદમાં રહેતા ત્યારે તેઉ સાહેબ પોતાની જાતને પણ ભુલી જતા, પણ જ્યારે નીમાઝ પઢવાનો વખત થતો ત્યારે આ સઘળાને એકદમ ત્યજી દેઇ પોતાના પરવરદીગારની બંદગી કરવાના કામમાં તત્પર થતા અને એવી બંદગી કરતા કે તે વખતે આ દુનિયાની કોઇ ચીજમાં આસકતી રાખતા નહીં. જો તમે કુરાન, હાદીઝ તથા ઇસલામી કહેણીઓ, ઇસલામી ઓલીયાઓનાં જીવનચરિત્રો વાંચો તો તમોને જણાશે કે તેમાં સઘળાં સત્ય ધર્મનાં તત્વો માલમ પડશે, ખુદાતાલાની અનન્ય ભક્તિનો જુસ્સો જણાશે, ખુદાતાલાની સમાધી તથા ધ્યાનનો જુસ્સો પણ તેમાંથી

મળી આવશે. હિંદુધર્મમાં તથા કોઇ બીજા ધર્મમાં જણાવ્યા તેવાજ ત્યાગ વૃત્તિના દાખલા મળી આવશે. હિંદુ અને મુસલમાન ધર્મના આવા મળતાપણાના એકલાજ દાખલા ઉપરથીજ બેની વચ્ચે સારી સમજ તથા કદર કરવાની નથી, પણ મુસલમાનોએ એક શહેનશાહત સ્થાપિને રાજ્યસત્તા થઇને, અને રાજકીય સત્તા ધારણ કરીને હિંદની સામાન્ય જીંદગીને માટે ઘણું કર્યું છે કે જેવું હજુ સુધી કોઇપણ રાજ્યકીય સત્તાએ કરી દેખાડ્યું નથી. હિંદમાં શહેનશાહતના વિચારો પશ્ચિમની પ્રજાએ પેદા કર્યા એમ આપણે માનવા લાગીએ છીએ; પણ અંગ્રેજોએ શહેનશાહતનો વાવટો ફેકાવ્યો પણ નહોતો તે પહેલા આ દેશમાં મોગલ શહેનશાહત હતી. હિંદી પ્રજાનું પ્રજાત્વ તથા ઐક્યતાને જો કે હાલના રાજ્યથી મજબુતાઇ અને ટેકો મળ્યો છે પરંતુ એની શરૂઆત મોગલ બાદશાહના વખતમાં થઇ હતી. હરકોઇ બાદશાહી સ્થપાયાની સાથેજ પ્રજાનું ઐક્ય વધે છે નાના રાજ્યો કરતાં શહેનશાહતમાં પ્રજાબળ વધુ વૃદ્ધિ પામે છે.

ગૃહસ્થો, હું બાદશાહી અમલને પસંદ કરનાર છું, પણ તે બાદશાહી નેકી હોવી જોઇએ કે જેમાં સઘળાને સમાન હકો અને એક સરખી સ્વતંત્રતા મલવી જોઇએ. એ બાદશાહી કાંતો પ્રજાની હોવી જોઇએ અથવા તો જો કોઇ અમુક વંશની હોય તો એ ઓલાદ પ્રજા પૈકીની કોઇ જાતની હોવી જોઇએ. કેટલીક બાબતોમાં મુસલમાની બાદશાહીમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે તફાવત રહેલો જણાવવામાં આવે છે પણ તે તફાવત રાજ્યદ્વારી બાબતોને નહીં પણ ધાર્મિક બાબતોને લગતો હતો. મુસલમાન બાદશાહીમાં હિંદુઓ પાસેથી શું હથીઆરો લેઇ લેવામાં આવ્યાં હતાં? મોગલ બાદશાહીમાં મુસલમાનો ખાસ કોરટથી પોતાનો ન્યાય કરાવવાનો દાવો નહોતા કરતા. એ બાદશાહીમાં મુસલમાન કેદીઓ શું માળવાલા મકાનોમાં રહેતા અને હિંદુ કેદીઓ ભોંયતળીએ રહેતા? ના, એવો તફાવત હતોજ નહીં. ઉપરમાં કહ્યા પ્રમાણે જો કાંઇ તફાવત હતો તો તે ફકત

ધર્મને લગતોજ હતો, કાયદાની નજરમાં સઘળા સરખા એ તત્ત્વ પ્રજાની વૃદ્ધિમાં મુખ્ય છે, એ વિચાર પ્રથમ મુસલમાન બાદશાહીમાં જન્મ પામ્યો હતો. મુસલમાનોના આવવા પહેલાં હિંદુઓને હકો માગવાની પંચાતજ નહોતી. તે વખતમાં તો આપણા દીવાની ફોજદારીના હકો વ્યકિતની સ્થિતીના પ્રમાણમાં નાતો નકી કરતી તે વખતે આપણી સ્થિતિ ઉતરતી હતી, પણ મુસલમાન બાદશાહીએ આપણને નાતજાતનો કાંઇ પણ તફાવત ગણ્યા શિવાય રાજ્યકીય હકો આપ્યા હતા. આ હકોમાંજ પ્રજાસત્તા છે, આ હકોમાંજ ખરી પ્રજાકીય જીંદગી છે, અને આ હકોમાંજ શહેરીઓ તરીકેની સામાન્યતા છે. અને આજ પાયો મુસલમાન બાદશાહીએ નાંખ્યો છે. હિંદુ કાયદા શાસ્ત્રને મુસલમાન બાદશાહીના વખતમાં વાસ્તવિક હિસ્સો મળ્યો હતો, અને નાણાં સંબંધી પદ્ધતિ તેમાં પણ ખાસ કરીને જમીન મહેસુલની પદ્ધતિ તો તેજ બાદશાહીને આભારી છે, અને એ પદ્ધતિ હાલની સુધરેલી કહેવાતી સરકારે પણ ગ્રહણ કરી છે. ઔરંગઝેબ બાદશાહના વખતમાં ફકત હિંદુઓ પાસેથી જે "જઝીયા વેરો લેવામાં આવતો તે વિશે ઘણી ગેરસમજ થએલી જોવામાં આવે છે. હું જો ભુલતો ન હોઉં તો "જઝીયાવેરો" એ ચોખ્ખો લડાઇનો વેરો હતો એટલે કે જેઓ મુસલમાની ધર્મના ના હોય પણ મુસલમાની સતાની પ્રજા હોય તેઓ નેજ આપવાનો હતો. મતલબ કે જે લોકો મુસલમાની ધર્મ પ્રમાણે ઇસલામી કાયદાને માન આપીને દરેક ઇસલામીએ દીનને વાસ્તે થતી લડાઇઓમાં જવુંજ પડતું, પણ હિંદુઓ આ લડાઇમાં જવાને ધર્મને લીધે અશક્ત હોવાથીજ તેઓની પાસેથી "જઝીઆવેરો" લેવામાં આવતો નહોતો, હવે જણાશે હશે કે આ "જઝીયાવેરો" હિંદુઓ પાસેથી કાંઇ ખાસ લેવામાં આવતો નહોતો, પણ જેઓ ઇસલામની ધાર્મીક લડાઇમાં જઇ શકતા ન હોતા અથવા જેઓને કામે લગાડી શકતા નહોતા તેઓની પાસે પણ આ વેરો લેવામાં આવતો હતો. આ રીતે હિંદની સામાન્ય પ્રજાકિય જીંદગીને

ઈસલામી બાદશાહીએ વૃદ્ધિ પમાડી હતી એટલુંજ નહિ. પણ સામાજીક તથા ધાર્મીક અભિવૃદ્ધિને પણ વિસ્તૃત થવાની તક આપી હતી. પંદરમી અને સોલમી સદીમાં હિંદુઓના જે સઘળા ધર્મ સુધારકો થયા છે તે સઘળાઓ હિંદુ વિચાર ઉપર ઇસલામી વિચારોની થએલી અસરની પેદાશજ છે. ગુરૂ નાનકનો પંથ ઇસલામી વિચારોને આભારી છે. શિખ લોકોના મુખ્ય ધર્મ સાસ્ત્ર ગ્રંથ સાહેબમાં હિદુ ધર્મ પુસ્તકોની સાથે સાથે મુસલમાન ધર્મ ગુરૂઓનાં વચનો ટાંકવામાં આવ્યા છે આવીજ રીતે કબીર ચૈતન્ય વીગેરે ધર્મ ગુરૂઓના પંથો ઇસલામી વિચારોની છાયાવડે છે. દક્ષિણ તરફ તુકારામ બાવા પણ આજ સમયમાં થઇ ગયાં છે. મુસલમાનરાજ્યો એ ધાર્મીકજ નહી પણ સામાજીક અને રાજ્યકીય વિચારોમાં ઉથલપાથલ કરી મુકી છે મહારાજા શિવાજી, ગુરૂ ગોવિંદ તથા બંગલામાં પ્રતાપઆદિત્ય પણ આજ સમયમાં થઇ ગયા છે આ સઘળી ઉથલપાથલોથી હિંદુ વિચારો ઉપર ઇસલામી વિચારોની અસર થએલી છે. હાલના સમયમાં આપણે આ બધા વિચારોવાળી પ્રજામાંથી એક હિંદી પ્રજા ઉત્પન્ન કરવા માગીએ છીએ બીજી પ્રજાઓની માફક આપણે કાંઇ નવિન વિચારવાળી પ્રજા નથી. આપણે તો પ્રાચીન કાળથી ચાલી આવતી પ્રજા છઇએ પણ જુદી જુદી જાતોના વિચારો એકત્ર કરીને આપણે હિંદી પ્રજા ઉત્પન્ન કરીશું. ભવિષ્યની આ હિંદી પ્રજા એક ધર્મવાળી, એકજ સમાજવાળી, આપણે પ્રાચીન સ્થિતિને અન્યથા કરી શકીશું નહિં, એટલે કે આવી પ્રજા થવાથી એક હિંદુ કાંઇ હિંદુપણાને તજી દેવાના નથી, તેમ મુસલમાન પણ મુસલમાનજ રહેશે પરંતુતેથી કાંઇ માણુસ જાત તરફની તેમની ફરજમાં તે પછાત રહેશે નહિં કેટલાક મૂર્ખાઓ એમ ધારે છે કે જો હિંદી પ્રજા એકત્ર થાય તો બાકી જે રહેશે તેઓ નાશ પામશે. આ પ્રજા હિંદુ, મુસલમાન, ક્રિશ્ચિયન કે પારસી પ્રજાના કોઇ એકાદ નામથી ગણાશે નહીં, પણ એકત્ર થએલી પ્રજા કહેવાશે, અને તેઓ

હીંદના સામાન્ય હિતનાં કામો કરશે તેથી મુસલમાન બીરાદરોએ હિંદુઓ સાથે અને હિંદુઓએ મુસલમાન તથા બીજી કોમો સાથે હાથ મેળવીને કામ કરવું જોઈએ આપણે સઘળા એકજ દેશમાં રહેવાવાળા છીએ. તમારૂ દુઃખ એ અમારૂ દુઃખ છે. ને તમારૂં કલ્યાણ એ અમારૂં કલ્યાણ છે. અમારૂં બળ એજ તમારૂં બળ છે તમે શકિત માન થાઓ તો તે શકતીમાં અમારૂં બળ છે અને એકત્ર થએલા બળવડે આપણે સઘળા મળી દેશની ઉન્નતિ કરી શકીશું.

# પ્રજાકીય કેળવણી.

( ૬ )

મદ્રાસના જાણીતા કોંગ્રેસ ભકત મી૦ જી. સામનીયા આયરના પ્રમુખપણા નીચે મી૦ પાસે ગઇ તા૦ ૧૨ મી મેએ “ પ્રજાકીય કેળવણી ” ઉપર ભાષણ આપતાં જણાવ્યું હતું કે :—

આજે ભાષણ આપવાનો મારો વિષય પ્રજાકીય કેળવણી છે. ગઇ નેશનલ કોંગ્રેસની બેઠકમાં પ્રજાકીય કેળવણી વીષે ઠરાવ કરવામાં આવ્યો હતો તેમાં પ્રજાકીય કેળવણીની એવી વ્યાખ્યા કરવામાં આવી હતી કે જે કેળ-વણી પ્રજાકીય ધોરણે પ્રજાના કાબુ હેઠળ ચલાવવામાં આવે તે પ્રજાકીય કેળવણી કહેવાય. આ વ્યાખ્યાના છેલ્લા ભાગમા હું થોડોજ સુધારો કરીશ. પ્રજાકીય ધોરણે કેળવણી અપાતી હોય અથવા તે પ્રજાના કાબુમાં પણ હોય તોપણ તેને પ્રજાકીય કેળવણી કદાચ ન પણ કહી શકાય, દાખલા તરીકે પ્રજાકીય કેળવણીનું શિક્ષણ પરદેશી ભાષાની મારફતે નહીં પણ દેશી ભાષાની

૫

મારફતેજ આપવું જોઇએ, પ્રજાકીય કેળવણીનું બીજું લક્ષણ એ રહેવું જોઇએ કે એ કેળવણી પ્રજાકીય ધોરણે ચાલુ કરી પ્રજાની શારિરીક અને સામાજીક જીંદગીની જરૂરીયાતો સાથે નિસબત ધરાવનારી હોય, મતલબ કે જે સાયન્સના વિષયો શીખવવામાં આવે તે વિષયો પ્રજાની કુદરતી જીંદગીમાં ઉત્પન્ન થતા કુદરતી ખ્યાલો તથા અવલોકન શક્તિ ઉપર આધાર રાખનાર હોવા જોઇએ. ભુગોળ તથા ભુતળનું શિક્ષણ પ્રથમ દેશના વિસ્તાર તથા હવાપાણીને લગતું આપી, રૂતુના ફેરફારો, વરસાદનું પડવું તથા હવામાં થતા ફેરફારો પ્રજાના અવલોકનદ્વારાજ થતા શિખવવા જોઇએ આ પ્રજાકીય કેળવણીનાં કેટલાક લક્ષણો છે, તોપણ તે પ્રજાકીય કેળવણી કહી શકાય નહીં. હીંદના વિશ્વ વિદ્યાલયો પ્રજાની આસપાસની તથા હવા માનને લગતી જીંદગીની વિદ્યા અવલોકનની પદ્ધતિએ શીખવવાનું કામ સ્વીકારશે કે, વનસ્પતિવિદ્યા પણ આપણી વનસ્પતિના આધારે શીખવી શકે, પ્રાણીવિદ્યા પણ આપણા દેશના પ્રાણીઓના આધારે ભણાવી શકે વૈદકશાસ્ત્ર પણ આપણા દેશને અનુકુળ થતી દવાઓના આધારે શીખવી શકે, આ સઘળી જાતની કેળવણી હાલની અમલદારોની સત્તાવાળી યુનિવરસીટીઓ પણ ભણાવી શકે તો પણ હું તે યુનીવરસીટીઓને પ્રજાકીય કેળવણી આપનાર કહેતો નથી. કેળવણી થોડે ઘણે દરજ્જે પ્રજાના કાબુમાં પણ હોય એટલે કે અમુક સંસ્થાનો નાણા સંબંધી કાબુ પ્રજાના ચુંટી કહાડેલા પ્રતિનીધીઓના હાથમાં હોય અને તે નાણા પ્રજાએ ઉભા કર્યાં હોય તોપણ તે કાંઇ પ્રજાકીય કેળવણી કહેવાય નહી. આને પ્રજાકીય કેળવણી શા માટે ન કહેવી તેનું કારણ જો કે થોડે દરજ્જે આ કેળવણી પ્રજાકીય ધોરણને અનુસરીને અને પ્રજાના કાબુ હેઠળ ચલાવવામાં આવે તો પણ તેનો હેતુ જે પ્રજાના ભવિષ્યને સુધારવાનો છે તે પાર પડતો નથી, તેથી તેને પ્રજાકીય કેળવણી કહી શકાય નહીં (સાંભળો સાંભળો અને ખુશાલીના પોકારો) આપણા કાબુ હેઠળ કેટલીક નિશાળો અને કોલેજો હતી અને હજુ પણ છે. મદ્રાસમાં પચ્યાપા કોલેજ તથા ઇન્સ્ટી-

ટયુશન છે તેનો નાણા સંબંધી કાબુ તથા વ્યવસ્થાપક બોર્ડ પ્રજાની બનેલી છે છતાં હું કહેવાને હિંમત ધરૂં છું કે એ કોલેજ પ્રજાકીય કોલેજ કે ઇન્સ્ટીટયુશન કહી શકાય નહીં. આ દેશની કોઇ પણ કેળવણી સંસ્થા યુનીવરસીટી તથા સરકારના કેળવણી ખાતા સાથે સંબંધ ધરાવે છે ત્યાં સુધી તે કદી પણ પ્રજાકીય કેળવણીનું ખાતું મેં ઉપરમાં જણાવેલી વ્યાખ્યાને અનુસરીને કહી શકાય નહીં. પ્રજાકીય કેળવણી એ કેળવણી છે કે જે કેળવણી પ્રજાકીય ધોરણને અનુસરીને આપવામાં આવતી હોય, અને જે કેળવણીનો કાબુ પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં હોય, અને જેનો હેતુ પ્રજાનું ભવિષ્ય સુધારવાનો હોય, હવે પ્રજા એટલે શું વ્યકિતઓનો સમુહ. એ કાંઇ પ્રજા નથી. વહાણોના ખલાસીઓ કાંઇ પ્રજા નથી, તેમ ભાષણો સાંભળવા આવેલા પ્રેક્ષકોને પ્રજા નામ આપી શકાય નહીં. આકાશમાં ચડતા વિમાન જોનાર માટે મળેલા તમાશગીરો અથવા એવા બીજા તમાસા માટે એકઠા થએલા લોકોના સમુહ માત્રને પ્રજાનું અભિધાન અપાય નહીં, મતલબ કે વ્યકિતઓના સમુહને કાંઇ પ્રજા નામની સંજ્ઞા અપાય નહીં, શરીર જેમ હાથ, પગ, મોં, માથુ, પેટ તથા બીજી ઇંદ્રીયો મળી થએલ છે અને તે સઘળાં શરીરના અસ્તિત્વને માટે મદદગાર છે તેવીજ રીતે એક પ્રજા પણ ભિન્નભિન્ન તત્વના એક સંપૂર્ણ પરમાણું કહો કે પ્રકૃતિજ છે એક પ્રજાને સજીવન જીંદગી છે, અને સઘળા એકત્ર પરમાણુંઓની માફક જુદી જુદી પ્રજાઓના હેતુઓ જુદા જુદા હોય છે. પ્રજાકીયત્વ એટલે શું કે જેના લીધે એક પ્રજા અસ્તિત્વમાં આવે છે અને પ્રજા નામને લાયક થાય છે, એ વિષે હું એટલુંજ કહીશ કે તે પ્રજાનું વ્યકિતત્વજ છે. પ્રજાનું વ્યકિતત્વ એટલે શું આ સમજવા માટે તમારામાં વ્યકિતત્વ છે, એટલે શું એ વ્યકિતત્વનો અર્થ શો મારામાં તથા તમારામાં અને અન્ય માણસોનાં ઘાંટાની, શરીરની તથા હાલવા ચાલવાની ભિન્નતા છે, અને મારો ઘાંટો નીકળતાં તે ઘાંટો મારોજ છે એમ હું તથા તમો માનીએ છીએ.

મારાને તમારા પગની રચનામાં તફાવત નથી પણ જ્યારે હું ચાલું છું
ત્યારે તે પગ મારેજ છે તથા મારા મિત્રો અને સ્નેહીઓ મારા ચાલવાની
ઢબ ઉપરથી કહી શકે છે કે તે હુંજ છું બીજો નહીં. આ બાબત નાની
છે પણ સમજ નહીં પડે તેવી છે. તોપણ દરેક માણસના વ્યકિતત્વપણામાં
ભિન્નતાની સુચક છે. આવી રીતે શારિરીક ભિન્નતાની માફક માનસીક
ભિન્નતા પણ છે અને તે દરેક માણસની પ્રકૃતિમાં જુદાજ
હોય છે. આવીજ રીતે મારા તમારા અને પ્રત્યેક માણસના માનસિક
જીવનમાં ભેદ રહેલો છે. શારિરીક, તથા માનસિક જીવન પેઠે આપણા
ધાર્મિક જીવનમાં પણ ભિન્નતા છે. આ વાતનો કોઈ ઇનકાર કરી શકે તેમ
નથી. આ વાત સાધારણ અનુભવની છે, આવીજ રીતે જુદી જુદી પ્રજા-
ઓના લક્ષણોમાં પણ તફાવત હોય છે. જુદી જુદી જાતના માણસોની શરીર
રચનામાં ફરક હોય છે, એક નીગ્રોના શરીરની રચના મંગોલિયનની શરીર
રચનાથી ભિન્ન હોય છે, મંગોલિયન વળી આર્ય પ્રજાથી શરીર રચનામાં
જુદો છે. દરેક પ્રજાની માનસિક જીંદગી પણ ભિન્ન ભિન્ન છે. એક પ્રજા
પોતાના ખાસ મુદ્દાથી દુનિયાના સવાલોને જુએ છે તો બીજી પ્રજા અમુક
મુદ્દાને નજરમાં રાખીને સવાલને જુએ છે. આવીજ રીતે વિચારોમાં ભા-
ષામાં અને જે ભાષા બોલે છે તેના વ્યાકરણમાં પણ તફાવતનો તફાવત
જોવામાં આવે છે, દાખલા તરીકે "હું છું"—અર્થ કે મારૂં અસ્તિત્વ
છે, આ વાક્ય રચના સંસ્કૃત કે તેને મળતી ભાષાઓમાં તથા ગ્રીક લેટીન
જર્મન અને જેને ભાષાશાસ્ત્રીઓ "ઇંડો યુરોપીયન" ભાષાઓ કહે છે તેમાં
મળતી આવશે, પણ દુનિયાંની બીજી ભાષાઓમાં આવી વાક્ય રચના નથી
આનો ભાવાર્થ એ છે કે અસ્તિત્વનો વિચાર ફક્ત આર્ય પ્રજામાંજ છે,
હું બેઠો છું, હું ખાઉં છું, હું આવું છું, અને બીજી પ્રજાઓમાં એ વિચારનું
અસ્તિત્વજ નથી. આર્ય શિવાય બીજી ભાષાઓમાં અસ્તિત્વનો વિચાર હું ઉભો
છું એવા વાક્યો દર્શાવવામાં આવ્યા છે અને તેનો ભાવાર્થ એ છે કે એ

ભાષા બોલનારાઓ કૃત્યને પ્રાધાન્ય પદ આપે છે, ત્યારે સંસ્કૃત અને તેને મળતી ભાષા બોલનારાઓ અસ્તિત્વ હોવાપણાને પ્રાધાન્યપદ આપે છે, કૃત્યને પ્રાધાન્યપદ આપવાવાળાઓ કૃત્યવડે કર્તાને દર્શાવે છે. સંસ્કૃત તથા તેને મળતી ભાષાઓ બોલનાર એટલે અસ્તિત્વને પ્રાધાન્ય પદ આપવાવાળા કર્તાને દર્શાવી કર્તાની તથા સ્વની ચાંચલ્યતા જુએ છે મતલબ એ છે કે દુનિયાની આર્ય પ્રજાઓ આત્મા, સ્વ, કે જગતની સમજની જાગૃતિમાં છે, અને બીજી પ્રજાઓમાં આવી જાગૃતિ મૂળથી નથી પણ અનુભવે મળવી શકે છે. આ મૂળ પ્રકૃતિને લીધેજ આર્ય અને આર્ય નહીં તેવી પ્રજાઓના વિચારોમાં ભેદ જણાય છે. આ બાબતમાં ગ્રીક લોકો તથા હિંદુઓ આત્મા–સ્વ પોતાને જાણ્યાથી જગતને જાણે છે, ગ્રીક લોકો કળા કૌશલ્યમાં આપણાથી શ્રેષ્ઠ હતા આપણે ધાર્મિક જ્ઞાનમાં શ્રેષ્ઠ છીએ અને આ તફાવત પ્રજા પ્રજા વચ્ચે ભિન્નતાનોજ છે. આવી રીતે દરેક પ્રજામાં સામાજીક રચના, સામાજીક રીત રીવાજો તથા સામાજીક રહેણી કરણીમાં પણ જુદાઈ હોય છે. રાજ્યકીય બાબતોમાં પણ તફાવત રહેલા છે.

પ્રાચીનકાળના જેવો રાજ્ય વિચાર હિંદમાં નથી. આપણું રાજ્ય કદી સ્વતંત્ર રાજાનું હતું નહી એશિયાના જુદા જુદા રાજ્યો કદી એકત્ર થયાં નહોતાં. પશ્ચિમના વિદ્વાનો ભુલી જાય છે કે હિંદમાં મંગોલીયન નહીં પણ આર્ય સુધારો હતો. અને આર્ય બંધારણજ હતું. આપણા રાજાઓની પસંદગી તેઓના ઉમરાવોજ કરતા અને તેઓ હિંદમાં કદી જુલમી રાજાઓ નહોતા. હિંદુઓના ધર્મ પુસ્તક વેદો જણાવે છે કે રાજાઓ કુટુંબના આગેવાન હતા. અને તે કરતાં વધુ સત્તા તેઓની નહોતી. વેદમાં જણાવેલ છે કે હિંદુઓમાં પ્રજાકીય સત્તા હતી પણ તે હાલની યુરોપીઅન પ્રજા સત્તાથી નીચેની બાબતોમાં જુદી પડતી. પ્રાચીકાળના હિંદમાં પ્રજા સત્તા વ્યક્તિમાં નહીં પણ કુટુંબના મુખ્ય માણસમાં હતી. આ આગેવાનો મળતા, અને જાહેર સવાલોની ચર્ચા કરતા, અને કાયદા કાનુનો નક્કી

કરતા, અને વખત જતાં કુટુંબના આ રીત રીવાજો સંતતીને વારસામાં આપતા, અને તેઓ આ રીત રીવાજોને પુસ્તકમાં દાખલ કરી તે રાજાને તથા બ્રાહ્મણોને આપતા, જેનો તેઓ અમલ કરવાને કાળજી રાખતા. હિંદુસ્થાનમાં રાજા એ કાંઇ જવાબદાર નહોતો એમ નહોતું, અને ઇંગ્લંડના રાજ્ય બંધારણના રાજા જેવા પણ હો તેને નહોતા. ઇંગ્લંડના રાજ્યબંધારણ મુજબના રાજાને કાયદા બાંધવાની છેવટની સત્તામાં મત આપવાનો પણ અધિકાર છે. પણ હિંદના રાજાને તેવો હકપણ નહોતો, પણ ફક્ત બાંધેલા કાયદાનો અમલ કરાવવાનું તેના હાથમાં હતું. હિંદમાં પ્રાચીન કાળથી કારોબારી તથા કાયદાને લગતાં કામ જુદાંજ હતાં રાજા કાયદા બાંધી શકતો નહીં, પણ કાયદાનો અમલ કરી શકતો, અને કાયદા પ્રમાણે તેને પણ ચાલવું પડતું જો કાયદો ભંગ કરતો તો તેને પણ સજા થતી; યુધિષ્ટિર ધૃતરાષ્ટ્રના શબ્દો ઉપરથી જાણી શકાય છે કે જો રાજા કાયદાનો ભંગ કરતો તો તેને હડકાયા કુતરાની માફક લોકો એકત્ર થઇને મારી નાખતાં. પ્રાચીન હિંદમાં જેવાં રાજ્યનીતિના મજબુત બંધારણો હતાં તેવાં બીજેથી કયાંઇથી પણ મળી શકશે નહીં. બ્રાહ્મણો પણ કાયદાને હાથમાં લઇ મરજી માફક વર્તી શકતા નહોતા. તેઓ પણ કાયદા બાંધનાર નહીં પણ સલાહકાર તરીકે કામ કરતા હિંદુ વિચારો પ્રમાણે કાયદા એ શાશ્વત છે. પવિત્ર છે, અને દૈવિક છે, બ્રાહ્મણો ફક્ત કાયદાના અર્થનીજ સલાહ આપતા, આ પ્રમાણે હિંદુ સમાજ તથા હિંદુ રાજનીતિ હતી. ચીનાઓને તરકોને આર્યોને અને હિંદુઓ ને પુર્વવાસી કહી સઘળાને એકજ બંધારણ હતું એમ કહેવું એ ચોખ્ખું અજ્ઞાન સુચક છે, આ મુજબ દરેક પ્રજાની સામાજીક, શારિરિક, ધાર્મિક, નૈતિક, તથા રાજકીય જીંદગી વિષે તો આપણે ઉપરમાં તફાવત જોઇ લીધો છે અને આજના "પ્રજાકીય કેળવણી"ના વિષય ઉપર બોલતાં હું એ ધોરણને અનુસરીને બોલીશ. જેઓએ હિંદની તવારીખનું અચ્છી રીતે મનન કર્યું

હશે તેઓ તો કહી શકશે કે હિંદુઓની છેવટની નેમ ધર્મની છે બીજી પ્રજાઓ બીજી નેમો ધરાવે છે. પણ હિંદુ પ્રજા તો આત્મજ્ઞાનનેજ શ્રેષ્ટ ગણે છે તવારીખની શરૂઆતની સાથે અથવા કહો કે તવારીખની શરૂઆતની પહેલાં પણ હિંદુઓ આત્મજ્ઞાનના અભ્યાસી છે અને તેઓને દરેક જાતની જીંદગીમાં તેઓ તેનેજ શોધવાવાળા છે અને આ જ્ઞાન મેળવવા માટે તેઓનું અમુક બંધારણ છે. સામાજીક જીંદગીમાં કદાચ બીજી પ્રજાઓના વિચારો અને કેળવણીને લીધે અસલ નેમથી તેઓ આડા ફંટાયા હશે, તો પણ આપણી દરેક સામાજીક જીંદગીના બંધારણમાં જુદી નાતો, જુદા જુદા રીવાજો જે સ્વતંત્રતાને આપનાર નહી પણ તાબેદારીમાં રાખવા જેવી જણાતી હશે. તોપણ આપણું સામાજીક બંધારણ આપણને પ્રજાકીય કેળવણી મુજબ ચલાવવાને બાધરૂપ થઇ પડશે નહીં.

છેહલાં પચ્ચાસ વર્ષથી આ દેશમાં સ્થાપિત થયેલી અને આપણને આપવામાં આવતી પરદેશી કેળવણી આપણા ઉપર મુજબના પ્રજાકીય ધારણને અનુસરીને છે? (ના, ના, અને ના, ના અવાજો) અને નથી તો કેમ નથી. કારણ એ કે જેઓના હાથમાં આ કેળવણી આપવાનું તથા કાબુમાં રાખવાનું છે તેઓમાં કેળવણીને આપણા પ્રજાકીય ધારણ ઉપર ચલાવવાને જોઇએ તેવી લાયકાત નથી. કદાચ તેઓની મરજી એ ધારણે આપણને કેળવણી આપવાની હોય, તોપણ તે માટે તેઓ જોઇતું જ્ઞાન ધરાવનારા નથી. તેઓ આપણા પ્રાચિન ધર્મ પુસ્તકોનાં ભાષાંતરો કરી સકતા હોય, કદાચ રામાયણ કે એકાદ બે વેદાંત સુત્રોના ભાષાન્તર કરી પૂર્વ તરફની વિદ્યાના વિદ્વાનો કહેવાતા હોય, તોપણ સરંકૃત વ્યાકરણોનો અભ્યાસ, કે આવાં ભાષાંતરોથી તેઓ કાંઇ આપણી પ્રજાકીય કેળવણીને દોરી શકે કે કાબુમાં રાખી શકે નહીં. મર્હુમ પ્રોફેસર મેક્ષમુલર જેટલી બીજા કોઇને પણ હિંદ વિષે માહેતી નથી, તોપણ તેના પુસ્તકો શું કહે છે. એ વિદ્વાને શબ્દનો તરજુમો કર્યો છે પણ અર્થ જાણવામાં ભુલ કરી છે. તેનું

બનારસનું ધર્મપદ નામનું મોટું બુદ્ધ ધર્મનું પુસ્તક મેં વાંચ્યું ત્યારે તેમણે પહેલેજ પાને અર્થનો અનર્થ કહેલો જોવામાં આવ્યો. પ્રોફેસર મોક્ષમુલ્લર જેવાઓ છક્કડ ખાઇ ગયા તો ઓક્ષફર્ડ કે કેમ્બ્રીજના તરતના શીખાઉ અંગ્રેજો આપણને આપણા પ્રજાકીય ધોરણસરની પ્રજાકીય કેળવણી કેવી રીતે આપી શકે. હાલનું પરદેશી રાજ્ય એવી કેળવણી આપી શકેજ નહી. તમોને વનસ્પતિ શાસ્ત્ર ઈંગ્લંડના નમુનાએ બતાવીને શીખવવામાં આવે છે. પણ હિંદી વનસ્પતિના નમુના વાપરવામાં આવતા નથી હિંદી વનસ્પતિ વિદ્યા હમણાજ હયાતીમાં આવી છે તેમાં પણ તમોને સાર માત્રજ શીખવવામાં આવે છે, વસ્તુઓ તમારા અનુભવમાં આવતી નથી. હું નાનો હતો ત્યારે ઘણી વસ્તુઓ વિષે મેં સાંભળ્યું હતું. સુકા ઘાસની સુગંધ મધુર હોય છે તે જાણવામાં આવ્યું હતું. અને દરેક હિંદીવાન વિદ્યાર્થી ચકિત થાય છે કે સુકા ઘાસની સુગંધી શા કારણથી મધુર હોવી જોઇએ. તે સુકું છે તે પણ જાણતો હોતો નથી. જો કે શિક્ષકો અને ઓછામાં ઓછું મારો શિક્ષક તો જાણતો હતો. તે કહેતો કે સુકું ઘાસ એટલે પરાળ ડીસેંબર અને જાનેવારીમાં આ પરાળના પુળીયાં સુંઘવા હું ખેતરોમાં જતો પણ ધીમે ધીમે મને માલુમ પડયું કે, એવી સુગંધી તો દેશી નાકને નહીં પણ જોન બુલના બ્રિટિશ નાકનેજ આવતી. બુલ (બળદ)ની જાતને કુદરતી રીતેજ પરાળની સુગંધી જણાય છે. મારી પેઠે તમારામાંના ઘણાઓએ વાંચ્યું હશે કે “સ્વેલો” એક જાતનું પક્ષી છે? મેં તે જોઇએ નથી ને મારી પેઠે ઈંગ્લંડ જનારા સિવાય જોઇ શકશે પણ નહીં. આપણે “સ્વેલો” “સ્વેલો” “સ્વેલો” ગોખતા હતા, ઘણી વખતે તેનું ચિત્ર આપણને બતાવવામાં આવતું. પણ એમ કાંઇ ખરૂં જ્ઞાન થાય છે? આજ સુધી તમોને જે કેળવણી આપવામાં આવી છે તે આવા પ્રકારની છે એટલે ફકત મુખની છે, તે ફકત મોઢાની છે પણ વસ્તુઓના જ્ઞાનની નથી. પણ શબ્દોની કેળવણી છે, એ કેળવણી આપણી ગ્રાહકશક્તિને ખીલવે છે પણ આપણી

સમજ શક્તિને ખીલવી શકતી નથી. પરિણામ એ આવ્યું છે કે આપણે માનસિક શક્તિની જીંદગી ખોનારા થયા છીએ એટલુંજ નહીં પણ આપણી નૈતિક જીંદગી કળાકૌશલ્યતાની તથા ધાર્મિક જીંદગીમાં પણ આપણે ઘણું ખોયું છે. આધુનિક કેળવણીથી આપણું સદ્‌વર્તન પરદેશીઓની રૂઢી મુજબનું થયું છે આપણી માણસાઇ છાપરા વગરના ઘરની ઉપર લટકતી રહેલ છે અને એ કેળવણીએ આપણા મનને, આપણા અંતઃકરણને જુસ્સાને, સદ્‌વર્તનને, અને આપણી માણસાઇને પ્રજાકીય જીંદગીમાંથી ઉતારી પાડેલ છે. ઓક અને દેવદાર જેવાં યુરોપીયન લાકડાંના ઝાડોને ઉછેરવાનું આપણે શીખ્યા છીએ ત્યારે આપણા દેશના ઝાડ આંબાના વૃક્ષો તથા ચંપા અને એવાંજ બીજાં ફુલ ઝાડોને વિષે તદ્દન ભુલી ગયા છીએ. પરદેશી જાનવરો અને પક્ષીઓની રીતભાતો અને ટેવોની તપાસ કરવાને આપણને શીખાવવામાં આવ્યું છે અને આ શિક્ષણે આપણા દેશનાં જાનવરો વિગેરેના તેવા અભ્યાસ તરફ આપણને આંધળા બનાવ્યા છે. આપણાં પક્ષીઓ કે જેઓ આંબાની અમરાઇમાં પ્રાતઃકાળે નાના પ્રકારના મધુર સ્વરે ગાયન ગાય છે તે આપણી માનસિક જીંદગીમાંથી બાતલ થએલાં છે. લીલા ઘાસથી આચ્છાદિત થતાં ખેતરો, ડાંગરનાં લોળીયાંથી શોભતા ક્યારડાઓ, આંબાની ચંપાની, અશોકની, તથા બકુલની સુંદરતા તથા સુગંધી આપણી વચમાં કોઇ પણ જાતનો મનોભાવ ઉત્પન્ન કરી શકતા નથી કારણ કે બચપણથીજ આપણે તેની વાસ્તવિકતા પ્રત્યે બેદરકાર રહેલા છીએ.

કોઇ પણ એક ધોરણમાં ચાલતી ઇંગ્લીશ ચોપડી ઉઘાડો, તો તમોને જણાશે કે એ પાઠો આપણે માટે રચવામાં આવ્યા નથી, પણ યુરોપીયન છોકરાઓને માટે બનાવવામાં આવ્યા છે, અને તેઓની આસપાસ તથા અંગ્રેજી રીતરીવાજોને અનુસરીને રચવામાં આવ્યા છે અને તેઓની પ્રજાકીય જીંદગીને અનુસરતાજ લખાયલા છે. હકીકત આમ હોવાથી આપણે આપણી પ્રજાકીય જીંદગીની વાસ્તવીક હકીકતોથી બેનસીબ રહ્યા છીએ.

આ કેળવણીના લીધેજ સ્વદેશાભિમાનનો જુસ્સો આપણે ગુમાવ્યો છે. પહેલાં હિંદમાં સ્વદેશાભિમાનનો જુસ્સો હતો. આપણા જુવાનીના વખતમાં આપણુને હિંદની જાહોજલાલીના દૈવિ સ્વપ્નાં આવતાં હતાં. આપણે પ્રજાકીય ગીતો ગાતા હતા. આપણો પચ્ચીસ વર્ષ પહેલાંનો સ્વદેશાભિમાનનો જુસ્સો ચાલ્યો ગયો છે. આનું ખાસ અને મુખ્ય કારણ પરદેશી અને મૂળવગરની કેળવણી જ છે. સરકાર હાલમાં પ્રજાને વફાદાર બનાવવાની કેળવણી આપવાને યત્ન કરે છે. બિશપ વેલ્ડને થોડા વખત પહેલાં લંડન ટાઇમ્સમાં લખ્યું હતું કે વફાદારીના વિચારો પ્રજામાં દૃઢ કરવાને માટે લીવીરનર ટેકસબુક શાળાઓમાં ચલાવવી જોઇએ અને તે દાખલ કરેલી છે. હમણા નીકળેલા સરક્યુલરો પણ સરકારનું વળણ કેવું છે તે બતાવી આપે છે. હાલની કેળવણી પચાસ વર્ષ પહેલાં પોતાના ફાયદા માટે સરકારે શરૂ કરી છે. બંગાળામાં આ કેળવણી ઉપર ટપકે દાખલ થઇ નથી. પૂર્વ તરફની ભાષા તથા ઇંગ્લીશ કેળવણીના વિષે બંગાળામાં બહુ ચર્ચા ચાલુ થઇ હતી. પશ્ચિમની કેળવણીની હિમાયત લોર્ડ મેકાલેએ કરી હતી પણ તેઓએ આપણુને સાયન્સની કેળવણી આપી નથી. કારણ કે તેઓ એમ ધારતા હોવા જોઇએ કે તે મેળવીને આપણે લોર્ડ ડફરીનના કહેવા પ્રમાણે સૂર્યના રથમાં બેસી જઇશું, અને પાશ્ચિમાત્ય પ્રજાની માફક હક માંગીશું. મેકાલેએ કહ્યું છે કે જો હિંદના લોકો પાશ્ચિમાત્ય વિદ્યામાં સાયન્સમાં, તવારીખમાં અને સાહિત્યમાં કેળવવામાં આવે તો તેઓ રાજકર્ત્તાના જેવા હકો માગી શકે. લોર્ડ મેકાલેની આ દલીલો તેના પ્રતિસ્પર્ધિની સામે વાપરવામાં આવી છે. લોર્ડ મેકાલેની રાજ્યનીતિ આ હતી તેણે જોયું કે બ્રિટીશ હિંદુસ્તાનમાં ઇંગ્રેજોનું રાજ્ય આપખુદ છે અને આપખુદ સરકાર કદી પણ કોઇ પણ દેશમાં લોકોની સાહ્યતા શિવાય ચાલી શકે નહીં. રૂશીયાની આપખુદ સત્તાપણ વફાદાર ડ્યુકોને લઇને ચાલે છે. હિંદમાં મધ્યમ સ્થિતિના માણસોની મદદથી આપખુદ અમલ ચલાવવાનું સરકારે ધારતાં તેણે તેઓને ઇંગ્લીશ

કેળવણી આપવા માંડી કેમકે સરકારી નોકરીને માટે દેશમાંથી એટલા બધાં અંગ્રેજો આંહી લાવી સકાય નહીં કેળવણીથી એક એવા પ્રકારનો વર્ગ ઉભો કરવો કે જે વર્ગ સરકાર ઉપરજ આધાર રાખનાર થાય, અને તેઓને અંગ્રેજી અમલ વગર ચાલેજ નહીં, લોકોએ જ્યારે સરકારની કેળવણીની રાજયનીતિ જોઇ લીધી ત્યારે તેઓએ બીજે રસ્તે ચાલવા માંડયું અને તેથી સરકારે કેળવણી સંબંધી રાજયનીતિ બદલી. છેલ્લો યુનીવરસીટીનો કાયદો આનું પરિણામ છે, બકીનાં પુસ્તકોને બદલે લીવાનરની ચોપડી ચલાવવા માંડી તેથીજ હવે વખત આવી લાગ્યો છે કે આપણે પ્રજાના ભલા માટે કેળવણીનો વિષય ઉપાડી લેવો જોઇએ. આપણે જે કેળવણી આપવા માંગીએ છીએ તે કેળવણીમાં છુટા વિચારની તથા સાયન્ટીફીક કેળવણી સાથે હુન્નર ઉદ્યોગની કેળવણી આમેજ કરવામાં આવશે. આપણે માનસિક વિચારોવાળી પ્રજા છીએ અને ફકત રોટલીને માટે એ વિચારોનું બળીદાન આપી શકીએ નહીં. માણસ કાંઇ ફકત રોટલી મેળવવા માટેજ જીવતું નથી. અને કોઇપણ પ્રજાનું ભવિષ્ય સારૂં કારખાનું તથા રૂની મિલ કાઢવામાં સંપૂર્ણ થતું નથી. પ્રજાની આર્થિક જીંદગીને માટે પણ સ્વતંત્ર અને સાયંટીફીક કેળવણીની તેને જરૂર છે કારણ કે હુન્નર ઉદ્યોગની કેળવણી એટલે શું. એટલે એ કેળવણીથી બજારમાં વેચાતી ચીજો પેદા કરવાના કામમાં માણસને મદદ કરે કે જે કામ મગજની ખીલવણી વગર થઇ શકતું નથી. અને એ ખીલવણી સ્વતંત્ર કેળવણી આપ્યા શિવાય થતી નથી અને જે સાધનો વડે હુન્નરની કેળવણી મેળવી શકાય છે તે સાધનોનું જ્ઞાન મેળવવા સાયન્સની કેળવણી જરૂરની છે. પ્રજાકીય કેળવણીના ધોરણમાં તેથી આ કેળવણી આપવાનું નકી થયું છે, બાર વર્ષની અંદરના છોકરાને આ કેળવણી આપવામાં આવશે નહીં કારણ તે ઉપર તો બુદ્ધિની કેળવણી કરવાની છે તથા આંખ અને હાથ વગેરેની ચાલાકી વધારવાની છે અને તેની સમજ શકિતને કેળવવાની છે. આ

કેળવણી મેળવ્યા પછી કૉલેજમાં વિદ્યાર્થી જઇ શકશે. આવી સ્કુલો બંગાળામાં ઠામઠામ ઉભી કરવામાં આવીછે જેમાં ૨૫૦૦ થી ૩૦૦૦ છોકરાઓ અભ્યાસ કરે છે. આ સંખ્યા કાંઇ ઘણી મોટી નથી પણ તેથી અમે નાહિમત થતા નથી કારણ કે અમારે મુશ્કેલી વચ્ચે કામ કરવાનું છે હાલની કેળવણી તો સરકાર પાસે નોકરી માગવાની છે, અને અમે જે કેળવણી આપીએ છીએ તેમાં કાંઇ આવી લાલચો નથી. આ શાળાઓમાં પાસ થઇ નીકળતા વિદ્યાર્થીઓને સરકારી નોકરી મળી શકશે નહીં. ઇંગ્લીશ કેળવણી આ દેશમાં શરૂ થઇ ત્યારે પણ આજ પ્રમાણે મુશીબત નડી હતી, પણ સરકાર જેટલા પ્રમાણમાં કેળવણી ઉપર દબાણ કરશે, વિદ્યાર્થીઓને હેરાન કરશે, અને નવા જન્મ પામેલા સ્વદેશાભિમાનના જુસ્સાને તુચ્છકારી કહાડશે તેટલા પ્રમાણમાં આ પ્રજાકીય કેળવણી આગળ વધશે અને હું ખાત્રી આપું છું કે જેઓ આ કેળવણી લેતા થશે તેઓ રોટલી કમાવાને સરકારી કેળવણી કરતાં વધુ લાયક થશે. હાલમાં કેળવણી લેતા જુવાનોની પાંચ ટકા સંખ્યા ફતેહમંદ ઉતરતી હશે અને જેઓ પરીક્ષામાં નાપાસ થતા હશે તેઓની સ્થિતિ દયાજનક થઇ પડે છે. બી. એ. કે પ્રીવીયસમાં નાપાસ થએલો કદાચજ ૮–૧૦ રૂપીઆ મેળવી શકે છે. પાસ થએલાઓ પણ શું કમાય છે. મદ્રાસમાં બી. એ. થએલો સખ્સ ભાગ્યે ૧૫–૨૦ રૂપીઆ મેળવી શકે છે, પણ આપણી પ્રજાકીય કેળવણીની યોજનાથી અપાતી કેળવણી લીધેલાઓને આવો વખત આવશે નહીં, ઉપરમાં જે યોજના જણાવી છે ને ઉપરથી તમે જોઇ શકશો કે પ્રજાકીય કેળવણી લેનારાઓ ફકત પરીક્ષા ખાતરજ કાંઇ ભણતા નથી જ્ઞાન મેળવવાને ભણે છે. હાલની યુનીવરસીટીઓ પરીક્ષા લેનારજ મંડળીઓ છે, પણ આપણી આ યુનીવરસીટી પરીક્ષક મંડળી થશે, અને જો તેઓને વધુ સ્વતંત્ર બનાવવામાં આવશે તો તેઓ શિક્ષક મંડળી થશે અને વખત જતાં તેમાં સુધારો પણ કરવામાં આવશે. આ સ્કુલોમાં ભણવા આવતા વિદ્યાર્થીઓ પછી તેઓ જાગીરદા-

રના કે ખેડુતના છોકરાઓ હશે તોપણ તેઓના મનની અને મગજની વલણ જોઇને તેઓને લાયક થઇ પડતી કેળવણી આપવામાં આવશે, જેથી ભણી રહેતાં તેઓ પૈકી કેટલાક સુતાર, લુહાર, વણકર, સોની અને એવા વહેવારૂ કામના ધંધાઓ શીખીને બહાર પડશે. હુન્નર ઉદ્યોગની કેળવણી ફરજીઆત કરવામાં આવશે કારણ કે અમેરીકા અને બીજા દેશોમાં એ કેળવણીને છુટાપણાના વિચારની કેળવણીમાં ગણવામાં આવે છે. આવી કેળવણી મેળવ્યા પછી તે મેળવનાર ૧૫-૨૦ તો સહેજ કમાઇ ખાશે, કાચ તે વધુ કમાઇ શકે તોપણ તેને એટલો તો સંતોષ થશે કે તે સ્વતંત્ર અને છુટો માણસ છે. ને તેના કુટુંબને મોજમઝાની વસ્તુઓ પુરી પાડી નહીં શકે તોપણ તે પોતાના સાદા ખોરાક અને સ્વમાનની• જાળવણીથી સુખી થશે. આ પ્રમાણે પ્રજાકીય કેળવણી આપનારી યુનીવરસીટીની યોજના છે. તમે આ પ્રજાકીય યુનીવરસીટીને સ્વીકારશો નહીં, તેને નાણાની અને વિદ્યાર્થીઓ પુરા પાડવાની મદદ કરશો નહીં તો ધારેલી નેમ પાર પડશે નહીં કારણ કે સરકારે આ દેશના કેળવણી ખાતામાં વિદ્યાર્થીઓની નવી ઉલટને દાબી દેવાના ઉપાયો હાથ ધરવા માંડયા છે. હમણાં બહાર પડેલા સરક્યુલરની મદ્રાસના લોકો ઉપર કેવી અસર થશે તે હું જાણતો નથી. એ સરક્યુલર પ્રમાણે તો વિદ્યાર્થીઓ તથા શિક્ષકો હાલની ચાલતી જાગ્રતીમાં ભાગ લેઇ શકશે નહીં. આપણી યુનીવરસીટીઓ અને સ્કુલોમાંથી રાજ્યકીય વિચારોને શા સારૂ બાતલ કરવા જોઇએ. શું ઇંગ્લંડમાં એમ કરવામાં આવે છે? (ના, ના, પોકારો) ઇંગ્લંડની જાહેર શાળાઓમાં પણ શું રાજકીય વિચારોને ધિકકારવામાં આવે છે? ઓક્ષફર્ડ અને કેમ્બ્રીજની યુનીવરસીટીઓમાં રાજકીય વિષયો ઉપર ચર્ચા ચલાવવામાં આવે છે. અને સ્કુલોમાં પણ વિદ્યાર્થીઓને તાલીમ આપવામાં આવે છે. શું તેઓ જાહેર સ્કુલોમાં રાજ્ય ગીત ગાતા નથી? બ્રિટનો રાજ્ય કરવા માટે છે. તેઓ સમુદ્ર ઉપર સર્વોપરી સત્તા છે, બ્રિટનો કદી ગુલામ બનશે નહીં, એવાં

વાક્યો શું ઇંગ્લંડની સ્કુલોમાંથી બાતલ કરવામાં આવ્યા છે ? જો નથી આવતાં તો સારૂ બંદેમાતરમનું ગીત આ દેશના લોકોની વધતી જતી કેળવણી અને તાલીમની સાથે બંધ બેસતું ન થવું જોઇએ. (બંદેમાતરમના અવાજો) એવું કહેવાય છે કે મદ્રાસની એક કાલેજનો પ્રોફેસર યંગ મેન્સ એસોસીએશનના હેતુઓ સુધરાવવાનો છે કે જે હેતુઓ સ્વદેશાભીમાનની કેળવણીને લગતા છે ને તે વિચારોમાં સુધારો કરવા માગે છે. આવા વિચારોની સામે થવાનું કદી ઇંગ્લંડમાં ચાલી શકે ? સ્વદેશાભિમાન એ જરૂરનો સદ્દગુણ છે, જેને મર્યાદામાં રાખવો જોઇએ તો તે સમસ્ત માણસ જાતના વિચારને લીધે રાખવો જોઇએ. સ્વદેશાભિમાનનો વિચાર માણસ જાત તરફના પ્યારને માટે કેળવવો જોઇએ. મદ્રાસમાં પ્રજાકીય કેળવણીની યોજના અમલમાં મુકો ને આ નવા સરક્યુલરનો વ્યવહારૂ જવાબ આપવો જોઇએ. જો આ પ્રમાણે કરવામાં આવશે તો તમે કેળવણીના સવાલનો નિર્ણય કર્યો કહેવાશે.

---

# હિંદમાં ચાલતી અશાંતિ.



## જાણીતા સોશયાલીસ્ટ મી૦ હીન્ડમેનનું લંડનમાં તા૦ ૧૨ મી મેના રોજ લંડન લેનમાં આપેલું હૃદયભેદક ભાષણ.

હિંદુસ્થાનમાં ચાલતી અશાંતિના સંબંધમાં હિંદના જાણીતા ખેરખા મી૦ એચ. એમ. હિન્ડમેને લંડન ખાતે આપેલું ભાષણ જાણવાજોગ હોવાથી અમે તે નીચે આપીએ છીએ. મી૦ હિન્ડમેને પ્રમુખનો તથા શ્રોતાજનોનો

ઉપકાર માની જણાવ્યું કે ભાષણ શરૂ કરતાં પહેલાં નીચેની દરખાસ્ત રજુ કરનારનો હું આભાર માનું છું; એ દરખાસ્ત આ પ્રમાણે છે.

"લંડનના રહેવાસીઓની આ સભા લાલા લજપતરાય, અજીતસીંહજી તથા રાવલપીંડી, અમરતસર અને લાહોરના બીજા શાખ સરદારો જેઓ મી૦ મોરલી તથા લીબરલ સરકારના હુકમથી તપાસ ચલાવ્યા વગર સખ્ત સજા ભોગવે છે તેઓ માટે પ્રસંશા બતાવે છે અને દીલગીરી જાહેર કરે છે." (શરમના પોકારો) પરંતુ શામાટે શરમના પોકારો પાડવા જોઇએ! લીબરલ સરકાર કે ટોરી (રાજાપક્ષી) સરકાર હોય તોપણ સરખુંજ છે. લીબરલ અને ટોરી સરકાર બંને એકજ છે. જો તમે લીબરલ અને ટોરી તથા ટોરી અને લીબરલ એ બંને પક્ષનો ભેદ જાણો નહીં તો તમે તમારા દેશનો ઇતિહાસ જાણતા નથી. હિંદના ઉદય માટે તેના વતનીયો યત્ન કરે છે તેને આશીર્વચનો આપવા એ લીબરલ પક્ષનું કામ છે. આ સભા ખાસ આશા રાખે છે કે હિંદમાં ચાલતી નામોશીભરેલી રાજ્યની પદ્ધતિ સાંસારિક આર્થિક અને રાજ્યકીય જીંદગીને કચરી નાંખે છે તે સદાને માટે દુર કરવામાં આવશે. (ખુશાલીના અવાજો) આ દરખાસ્ત આ સભામાંજ રજુ કરવામાં આવે છે એમ નથી પણ તે દરખાસ્તને સોસીયલ ડેમોક્રેટીક ફેડરેશનમાં પણ રજુ કરવામાં આવનાર છે. વળી તેની સઘળી શાખાઓને પણ મોકલવામાં આવશે અને તેને સંપૂર્ણ ધ્યાનમાં લેવાની પણ અરજ કરવામાં આવનાર છે, અને જો તેથી સઘળા એકમત થશે. તો આવી નામોશી ભરેલી સ્થિતિનો અંત લાવવા પાર્લામેંટના સભાસદો ઉપર દબાણ પણ કરવામાં આવશે. આ વિષય ઉપર બોલવાનો મને કાંઇક હક છે, ઘણાં વર્ષો પહેલાં મેં હિંદી બાબતોનો અભ્યાસ આદર્યો છે. હિંદી બાબતો વિષે બોલવાની મારી લાયકાત એ છે કે હું કદી ત્યાં ગયોજ નથી (હસાહસ) કારણ કે એ બાબતોમાં મને કાંઇ શંકા કે વહેમ નથી. હું એક અંગ્રેજ ગ્રહસ્થ તરીકે અંગ્રેજ ગ્રહસ્થો આગળ બોલું છું. હું પક્ષાપક્ષનો

મત તાણવાવાળો નથી તેમ મારો કાંઇ હેતુ નથી. મારા ઉપર કોઇપણ હિંદી અંગ્રેજની અસર થાય તેમ નથી. હિંદુસ્થાનની સ્થિતિ વિષે ૬૩ વર્ષથી માહેતી મેળવું છું; મારા કુટુંબનો હિંદુસ્થાન સાથેનો સંબંધ દાયકાઓ થયાં શરૂ થયો છે. તે વખતે હિંદ વિષે મારો જે અભિપ્રાય હતો તે અભિપ્રાય હું આજે પણ ધરાવું છું હું માનું છું કે બ્રિટિશ રાજ્યના અમલથી હિંદમાં અંધાધુનીને બદલે વ્યવસ્થા સ્થપાઇ છે. કુસંપને બદલે ભાઇચારો જામ્યો છે અને લડાઇ ઝઘડાને બદલે શાંતિ પ્રસરી છે. અને આપણા રાજ્યથી હિંદને ઘણો ફાયદો થયો છે. અને હિંદરૂપી જવાહીર બ્રિટિશ તાજમાં ઝળકી રહ્યું છે. (હસાહસ) ધીમે ધીમે મને માલુમ પડ્યું કે મારૂં ધારવું ભુલભરેલું છે. પોલ મોલ ગેઝીટમાં "ઓચ" ની નીશાની સાથે પ્રકટ કરેલા લેખોથી તથા જુની ઇસ્ટ ઇંડિયા એસોસીએશન સન્મુખ વાંચેલા નિબંધોથી મેં મારો અભિપ્રાય જાહેર કરવા માંડ્યો છે. આ નિબંધો હિંદની ગરીબાઇ વિષે હિંદમાં આપણો મોટો ભય હિંદના ખેડુતોની વધતી જતી નિર્ધનતા વિષે હતો. તે વખતની પાર્લામેંટની કમીટીના મેમ્બર મી○ હેનરી ફોસેટે પોલમોલ ગેઝીટ ઉપર પત્ર લખી જણાવ્યું હતું કે લેખકે તેમને સાબીત કરી આપવું કેમકે કમીટી આગળ આવા પ્રકારની કોઇ જુબાની રજુ થઇ નહોતી. પણ હું કદી હિંદુસ્થાન ગયો ન હોતો અને મારૂં તે વિષેનું જ્ઞાન બીજાની મારફત મેળવેલ હોવાથી કમીટી આગળ રજુ થઇ સાક્ષી આપવી એ મને તદન ફોકટ લાગ્યું. આના પરિણામમાં " નાઇન્ટીથ સંચુરીમાં જગો આપવાની સર જેમ્સ નોલીઝ તરફથી માગણી થતાં મેં " હિંદની નાદાર હાલત " ઉપર લખ્યું. આના પરિણામમાં મારા પત્રો સર જેમ્સ નોલીઝને મળ્યા હતા જેમાં હાલના હિંદી પ્રધાનનો પણ હાથ હતો, ને તેમણે સર જોન સ્ટ્રેચીન નામની સહી કરી હતી. ( હસાહસ ) આ વાતની મી○ મોરલીથી ના પાડી શકાશે નહિ. મી○ મોરલી તે વખતે ફોર્ટનાઇટલી રીવ્યુના અધિપતિ હતા, મેં તેમના પત્રનો નાઇન્ટીથ સંચુરીમાં જવાબ આપી તેમને મહાત કર્યાં હતા.

તે પ્રસંગે લોર્ડ સેલીસબરી પ્રદેશખાતાના પ્રધાન હતા. હિંદી વજીર તરીકે લોર્ડ ક્રેનબરૂક હતા. અંદર સેક્રેટરી તરીકે મી૦ એડવર્ડ સ્ટેનહોપ હતા ને પરમેનંટ અંદર સેક્રેટરી તરીકે સરલ્યુઇ મેલેટ હતા. વડા પ્રધાન તરીકે લોર્ડ ઇડસલે હતા. આ કોનઝરવેટીવ સરકારે હિંદમાં ચાલતા તે વખતના રાજ્ય બંધારણમાં ફેરફાર કરવાનું ધાર્યું અને મી૦ એડવર્ડ સ્ટેનહોપે મને આમની સભામાં નોતરી બેસવાની ગોઠવણ કરી આપી અને મારી રાજ્ય-નીતિને ટેકો આપ્યો અને મને વડા પ્રધાને તથા પ્રદેશખાતાના પ્રધાને ખાત્રી આપી કે દેશી રીવાજ પ્રમાણે ચાલતું હિંદનું રાજ્ય બદલી તેને અંગ્રેજી પદ્ધતિપર મુકવામાં આવશે તે વખતે પણ હિંદને લગતા કેટલાક સવાલો કોનઝરવેટીવોને ભયંકર જણાયા હતા. આ હકીકતમાં વાંધો લેવાય તેમ નથી. વળી હું કોનઝરવેટીવ પક્ષની વકીલાત કરતો નથી પણ લોર્ડ સેલ્સ-બરી તથા લોર્ડ ઇડસલેએ હિંદી અંગ્રેજોના બકવાદને નહીં ગણકારી માઇસોર રાજ્યને તેના વારસને સ્વાધિન કર્યું અને તે હાલમાં ઘણી સારી રીતે ચાલેછે. (સાંભળો,સાંભળો) આ બનાવ ૧૮૬૮માં બન્યો તે પછી ૧૮૮૦માં જ્યારે લિબરલો પાછા સત્તામાં આવ્યા ત્યારે હિંદને પાછું ચુસવા માંડયું અને આજે આપણે જોઇએ છીએ તેવી નિરાશ સ્થિતિમાં હિંદ આવી પડયું છે. તે વખત પછી શું થયું તે જોઇએ. ૧૮૮૦ થી તે આજ સુધીમાં હિંદને ચુસવામાંજ આવ્યું છે. લોર્ડ સેલ્સબરીએ કહ્યું હતું કે હિંદને ચુસવુંજ જોઇએ આ તેમનું કહેવું વ્યાજબી છે. જો હાલની રાજ્ય પદ્ધતિ ચાલુ રહેશે તો હિંદ નીચોવાઇ જશે. અને આ રાજ્ય પદ્ધતિ ચાલુ રહેશે તો હિંદને નીચોવાઇ જવા શિવાય બીજો રસ્તોજ નથી. આ બીના ક્રમભાગ્યે હિંદી વાનોને જણાઇ આવી છે. આ રાજયનીતિ લિબરલ તથા કોનઝરવેટીવ બંને પક્ષની સરકારોના વખતમાં ચાલુ રહી છે. કોનઝરવેટીવ પક્ષની સર-કાર લોર્ડ ઇડસલે, લોર્ડ ક્રેનબુક, લોર્ડ સેલ્સબરી અને મી૦ એડવર્ડ સ્ટેન-

હોપની રાજયનીતિને તજી દેઇ ઘણો ઉદ્ધત, અજ્ઞાન અને અપ્રસિદ્ધ લોર્ડ કર્ઝનની રાજ્ય નીતિ ગ્રહણ કરવા લાગી છે. લોર્ડ કર્ઝન વાસ્તવિક રીતે કેવો હતો તે હું એક તાજો દાખલો આપી તમોને જણાવીશ. લોર્ડ કર્ઝન પોતાની દુનિયાની મુસાફરીએ નીકળ્યો હતો ત્યારે પેશાવર ખાતે રહેતા મારા એક લશ્કરી મિત્ર કરનલ વોરબરટનને મળયો હતો. તેનો બાપ દોસ્ત મહમદની ભત્રીજી સાથે પરણ્યો હતો. પોતાની મા તરફના વારસાને લીધે આ કરનલ એક ઇંગ્લીશ લશ્કરી અમલદાર હતો તેમ એક અફગાન રાજા પણ હતો. આ બંને કારણોથી કરનલ વોરબરટનનો મોભો ભારે હતો. આવા મોભાદાર પુરૂષના અભિપ્રાયની વિરૂદ્ધ ખાણાના ટેબલ ઉપર જુવાન લોર્ડ કર્ઝન થયો હતો. પેશાવર જેવા કિલ્લાની મુલાકાત લેતાં એક ઓક્સફર્ડનો વિદ્યાર્થી કરનલ વોરબરટનના અનુભવની સામે થાય એ શું માફ થઇ શકે તેવી બીના છે. (હસાહસ) આવી પ્રકૃતિનો માણસ હિંદનો વાઇસરોય થવાથી હિંદી બાબતોમાં પ્રમાણભૂત મનાય ત્યારે તો જે પધ્ધતિથી તે હિંદના ભવિષ્યને દોરવવા જતો ત્યારે હિંદનું ભવિષ્ય નજીક આવેલુંજ માનવું પડે. (સાંભળો, સાંભળો) આ દેશમાં (ઇંગ્લંડમાં) હિંદની માફક લોર્ડ કર્ઝન કાંઇ કરી શકશે નહીં એ વધુ સંતોષકારક બીના છે અને તેથીજ મેં આ પ્રસંગે તેમનું નામ લીધું છે. ઇંટર નેશનલ સોસી-યેલીસ્ટ કોંગ્રેસને માટે મેં હમણા હિંદ ઉપરનો એક નિબંધ પુરો કર્યો છે જેનો જર્મન ફ્રેન્ચ વીગેરે ભાષાઓમાં તરજુમો થશે, અને પૂર્વ તરફની જાપાનીઝ જેવી ભાષાઓમાં પણ તરજુમો કરાવવાની હું સંભાળ રાખીશ. આ નિબંધમાં આવેલી ટીકા પૈકી હિંદમાંના આપણા રાજ્ય અમલની નબળાઇ વિષે હું બોલીશ. એ ટીકા આ પ્રમાણે છે. હિંદ અને યુનાઇટેડ સ્ટેટસ વચ્ચે કોઇ પણ રીતની સમાનતા છેજ નહીં હિંદની આંટ સામા-ન્યરીતે સદ્ધર છે, પણ પ્રજાની સ્થિતિ ખરાબ છે એવું કહેવાય છે કે હિંદનું કરજ વધતું જાય છે પણ ઓછું કરવામાં આવતું નથી અને પરદેશો ખાતે

ઇનવેસ્ટમેંટો કરવામાં આવતાં નથી આથી પૈસાનો નિકાસ તથા આયાત એજ જરૂરના છે.

અને એજ હિંદમાંથી વાર્ષિક થતા ઘસારાને બતાવે છે, સત્તાવાર રીતે જણાવ્યા પ્રમાણે છેલ્લાં ત્રણ વર્ષોમાં નિકાસ થએલો પૈસો આ પ્રમાણે છે. ૧૯૦૧—૧૯૦૩ માં એક કરોડ પંચાસી લાખ સીતર હજાર આઠ સો અગીયાર પાઉંડ, ૧૯૦૩—૧૯૦૪ માં બે કરોડ ઓગણ પચાસ લાખ એકસઠ હજાર સાત સો તોંતેર પાઉંડ, ૧૯૦૪–૦૫માં બે કરોડ એક લાખ ચુમાલીસ હજાર એકસો બત્રીસ અથવા બે કરોડ પંદર લાખ પાંઉડ સરાસરી નીકાશ થયા હતા. આમાં એક કરોડ ચાળીસ લાખ ઉમેરતાં એકંદર નીકાશ ત્રણ કરોડ પચાસ લાખ પાઉંડ યાને લગભગ ચોપન કરોડ રૂપીઆ દર વર્ષે હિંદમાંથી સદાને માટે ચાલ્યા જાય છે. આવો ભયંકર ઘસારો પહેલાં કદી પણ જોવામાં આવ્યો નહોતો. દક્ષિણ આફ્રિકા તથા મેકસીકાની લુંટ આ નીચોવણીની આગળ કાંઇ હિસાબમાં નથી. દુનિયાના કોઇપણ દેશના ઇતિહાસમાં જોતાં આવો ભયંકર ઘસારો મળી આવતો નથી. યાદ રાખવાનું છે કે આ નીચોવણી દુનિયાના ગરીબમાં ગરીબ લોકોની કરવામાં આવે છે. (શરમ ! ! !) માનવંત દાદાભાઇ નવરોજી કે જેમણે હિંદની આર્થિક સ્થિતિનો ખાસ અભ્યાસ કર્યો છે તેમણે વીસ વર્ષ પહેલાં દરેક હિંદીવાનની વાર્ષિક આવક એક પાઉંડ અથવા રૂ. ૧૫ ની જણાવી છે, પણ હમણા તો તેથી પણ કમતી થઇ છે. મારા મિત્ર મરહુમ મી○ ડીગબીની આવક ૧૨ શીલીંગને ૬ પેન્સની કહે છે. આ કંગાલ આવક છે. આ આવકમાંથી અરધો ભાગ તો આપણેજ ઘસડી જઇએ છીએ. મી○ મોરલી આ બાબતમાં હું જાણું છું તેટલુંજ જાણે છે, જે માણસ તદન મુર્ખ હોય તે આ બીના ન જાણે.

મી○ મોરલી કાંઇ તેવા નથી. આ વાત લોર્ડ જ્યોર્જ હેમીલટન, મી○ બ્રોડરીક, લોર્ડ મીડલટન, સર હેનરી વોટર ફીલ્ડ, વિગેરે સઘળા

જાણે છે. સર હેનરી સાથે મારે વાતચીત થતાં તેમણે જણાવ્યું કે હિંદમાંથી નાણું ઘસડાતું રહે છે પણ તે અટકાવી શકાય તેમ નથી. સર જ્યોર્જ કેલનરે મને જણાવ્યું હતું કે તમારી લડત વ્યાજબી છે. તે વખતથીજ આજ સુધી હિંદુસ્થાનમાંથી પઇસા ઘસડાતો જાય છે, અને તેનું પરિણામ એ આવ્યું છે કે ખેડુતોની સ્થિતિ મકમપણે ખરાબ થતી ચાલી છે. પણ એંગ્લો ઇંડીયનો કહે છે, કે ગરીબાઇનું કારણ વસ્તીનો વધારો છે. વસ્તીમાં વધારો થતો જતો હોય તો શું પ્રજા ગરીબ થતી ચાલે. લંડનના પરાંઓની વસ્તી વધતી જાય છે. આયરલેંડમાં વસ્તી વધતી જવા સાથે આપણી માફક લોકો ગરીબ થતા ચાલ્યાં હતાં. તેમને પણ આપણાજ જેવા કારણો ગરીબ થવાનાં હતાં. સર જેમ્સ કેર્ડ ફેમીન કમિશનરના હોદ્દાથી અભિપ્રાય જણાવ્યો છે કે ખેડુતો જમીન સુધારશે નહિં ત્યાં સુધી કંગાલ રહેશે. આવીજ રીતે મી૦ થોરબર્ન કહે છે કે હિંદના લોકોના ભાગ્ય ઉપર આપણે પાશ્ચિમાત્ય સુધારાનો જગન્નાથનો રથ ફેરવીએ છીએ. ઉપલા અભિપ્રાયો કોઇ હિંદીવાનોના નથી, પણ અંગ્રેજ અમલદારોના છે. જમીન મહેસુલનો વેરો ઘણો અકારો છે અને પાક ખેતરમાં હોય તે પહેલાં રૂપિયા ભરી દેવાની રીત ખરાબ છે. આથી કરીને ખેડુતો, વાણીયાઓ શરાફો, સાહુકારોના હાથમાં જઇ પડે છે. આપણે તો વગર તપાસે કહીએ છીએ કે આ શાહુકારોને વાણીઆઓ કેવા કસાઇ છે પણ ખરી રીતે જોતાં તો આપણેજ કસાઇ છીએ. થોડા વર્ષ પહેલાં હિંદમાં પડેલા દુકાળ વખતે આપણા લોકોએ પઇસાની થોડી મદદ આપી ગર્વ લીધો હતો પણ દરવર્ષે આપણે લગભગ ૩॥ કરોડ પાઉંડ હિંદમાંથી ઘસડી લાવીએ છીએ અને છેલ્લા પાંચ વર્ષોમાં ૧૪ કરોડ પાઉંડ ઘસડી લાવ્યા છીએ અને જ્યારે આપણે ૫ લાખ પાઉંડ દુકાળ ફંડમાં સખાવત તરીકે આપ્યા છે ત્યારે આપણે એ સખાવતને માટે હિંદીવાનોને બચાવવાનું માન માગીએ છીએ. (શરમના પોકારો) ગરીબાઇના પરીણામ તરીકે જો કોઇપણ

રોગ હોય તો તે રોગ પ્લેગનો છે. આ દેશના તથા હિંદના તમામ પત્રોએ કબુલ્યુ છે કે પ્લેગ એ ગરીબાઇને લીધે ઉત્પન્ન થયેલો છે. પ્લેગનો રોગ પહેલાં હિંદમાં ઉડતો રોગ ગણાતો હવે તે જાથુકનો રોગ ગણવામાં આવે છે. ગયા માર્ચ માસમાં આ રોગથી ૨૫૦૦૦૦ માણુસો મરણ પામ્યાં હતાં. એપ્રીલનાં પહેલાં બે અઠવાડીયામાં ૭૫૦૦૦ ના હિસાબે માણુસો મરણ પામ્યાં હતાં. (શરમના પોકારો) હું કહું છું કે આ મરણ પ્રમાણ અને ને ઉત્પન્ન કરનાર ગરીબાઈ આ હોલમાં મળેલા અંગ્રેજ ગૃહસ્થો અને જે અંગ્રેજ પ્રજા આ રાજ્ય અમલને ટેકો આપે છે તેને આભારી છે. હિંદની આવી ગરીબાઇ જેમાંથી ભયંકર પ્લેગના રોગને લીધે થતાં મરણોની જવાબદારી આપણી ઉપર આવી પડે છે.

સામાન્ય રીતે એવું બને છે કે ભારે અંધાધુનીનો વખત સરખાવતાં નજીવો હોય પણ તેમાંથી ખરેખાત ભયંકર બનાવો બને છે. આખા ભારત વર્ષમાં અત્યારે અશાંતિ ફેલાયલી છે. પ્રજા સંતોષી નથી. (હસાહસ) એનો વિચાર કરો. (હસાહસ) હિંદનો ખેડુતવર્ગ ઉદ્યોગી, કરકસરીયો, અને મિતાહારી છે. આ દેશમાં થોડાજ ટીટોટલર છે. પણ હિંદમાં તો બધાજ ટીટોટલર છે.હું તમોને જણાવવા કહું છું કે દુનિયાની કોઇ પણ પ્રજા જો કીર્તીવંત આબોહવા, ફળદરૂપ જમીન પઇસાદાર થવાની દરેક તક ધરાવતી હોય તો તે પ્રજા હીંદી પ્રજા છે અને તે દેશ હિંદુસ્તાન છે. તેમનો પ્રાચીન ઇતીહાસ પણ જોવા જેવો છે. પ્રાચીન કાળમાં હિંદુઓ કેવા હતા અને તેઓએ શું શું કર્યું છે તે ઉપર એક હિંદુએ લખેલી ચોપડી મને મોકલવામાં આવી છે તે વાંચતાં જણાય છે કે કેટલીક અતિશયોકિત બાદ કરતાં યુરોપીયન ગ્રંથકારોના આધારે હિંદુઓની શ્રેષ્ટતા સાબીત કરેલી છે. આપણું સાયન્સ, આપણું ગણીત, આપણો ધર્મ અને આપણા કાયદાઓ આ લોકો જે પોતાનું રાજ્ય ચલાવી શકતા નથી તેઓને આભારી છે. હિંદુઓમાં એવા ન્હાણા

ભાઓ ઉત્પન્ન થએલા હતા કે દુનિયાએ તેવા ભાગ્યેજ પેદા કર્યા હશે. ટોડરમલ તથા નાનાફડનવીશ. હિંદુઓ હતા, અને એજ કારણસર તેમના મુસલમાન બાદશાહોએ તેઓનો વિશ્વાસ રાખ્યો હતો પણ આપણે આજે ફરીયાદ કરીએ છીએ કે આ લોકો પોતાની હકુમત ચલાવવા લાયક નથી. (હસાહસ) આરણુથનોટ તથા મેકફેડનના દાખલા આપણુને એવું જણાવે છે. (હસાહસ) પ્રાચીનકાળ આવો છતાં શિલ્પકળા, મોટા હુન્નરો ઉદ્યોગો. અને જેથી મોટાઇ મળે તેવાં કામો કરવા છતાં આપણો રાજ્ય અમલ જો ફાયદાકારક થયો હોત તો તેઓ (હીંદીવાનો) અત્યારે દુનિયામાં નામ કહાડત અને આપણા હિંદુસ્થાનમાં પેસવા પહેલાં તેઓ જે મોટાં કામો કરતા હતા તે વધુ સારી રીતે થયાં હોત અને વિચાર્યાં હોત યાદ રાખજો કે આપણે હિંદુસ્થાનમાં દાખલ થયા, કારણ કે તે દેશમાં બહુ દોલત હતી જો તે દેશમાં લેવાનું કાંઇ ન રહયું હોત તો આપણે ત્યાં રહેતજ નહી, (હસાહસ) આપણી આ રીત ન હોવી જોઇએ. (હસાહસ) આપણી જાત મજાની લુટારૂ જાત છે અને આપણા ભલાને માટે આપણે કયાં જવું જોઇએ તે આપણે સારી રીતે જાણીએ છીએ. (સાંભળો સાંભળો અને હસાહસ) તેથી એકલો ઇતિહાસ જ આપણુને કહેતો નથી. પણ આ કીસ્સાની કેફીયતજ કહે છે કે પ્રજા તરીકેની આપણી ખાસીયતો તરફ જોતાં કહી શકાય કે હિંદુસ્થાન દેશ આપણે ત્યાં ગયા પહેલાં સારી સ્થિતિમાં હતો. આપણા ફાયદાકારક રાજ્યવહીટ છતાં જો અત્યારે હિંદુસ્તાન પહેલાં જેવો નથી તો તેનો સઘળો દોષ આપણી રાજ્યવ્યવસ્થાનો છે (ખુશાલીના જબરા અવાજો) દોષો ક્યાં છે તે બતાવવાનો મેં પ્રયત્ન કર્યો છે. આવી જાતની પદ્ધતિથી લોકો ધીમે ધીમે અને ક્રમસર વિચારતા થયા છે કે સ-જ્યવ્યવસ્થામાં કાંઇક ખામી છે. હું જાણું છું કે લાંબા વખતથી ઘણી બીનાઓ બનતી રહી છે કે જેથી દેશમાં અશાંતિ પેદા થઇ છે. હિંદમાંથી દોલત કેવી રીતે ઘસડી લેઇ જવામાં આવે છે તે જાણવા માટે કેટલાક-

સ્થાનની જરૂર છે પણ બંગાળા જેવા સારી રીતે વસાયલા પ્રાંતને તોડી નાંખી તેના બે વિભાગ શા સારૂ પાડયા તે જાણવા થોડીજ હુસીયારીની જરૂર છે આપણે હિંદને હિંદીવાનોની મદદથી જીત્યો છે આપણા લોકો એકલાએ જીત્યો નથી વળી ૧૮૫૭ ના બળવા પછી પણુ આપણે હિંદીવાનોની મદદ વડેજ હિંદ તાબે કર્યો હતો, તેમની મદદ વગર તાબે કરી શકયા હોત નહીં હિંદીવાનો પરદેશી રાજ્યથી શું નુકશાન થાય છે તે કળી શકયા નહીં અને પહેલાનાં કરતાં પણ વધુ જુલમાટ કરવાને આપણે શકતીમાન થયા ૧૮૫૭ માં ઇંગ્લંડના પોઝીટીવીસ્ટસના વડા મી૦ કોવેન્ટ્રીએ એક ચોપાનીયું બહાર પાડયું છે તેમાં જણાવ્યું છે કે હિંદને ફરીથી જીતવાનું કામ હિંદને માટે તેમજ અંગ્રેજો માટે શ્રાપરૂપ છે એ વખત પછીથી હિંદને બેયોનેટ વડે નમાવવામાં આવે છે અને લોકો એક શાંપી નથી અને માને છે કે હાલ છે તેના કરતા બ્રિટીશ રાજ્ય પહેલાં વધારે સારૂ હતું હાલમાં આવી સ્થિતી છે આપણે હિંદીવાનોની મદદથી હિંદ જીત્યું છે હીંદીવાનો ઘણે ભાગે આપણને હિંદ કબજે રાખવા દે છે હાલના મામલામાં આ દેશના તથા હિંદના અંગ્રેજ પત્રો હિંદુઓની સામા મુસલમાનોને ઉશ્કેરી મુકે છે આ બન્ને જાતો તથા ધર્મવાળાઓની વચ્ચે ગેરસમજુતી ઉભી કરવા મજબુત અને મક્કમ યત્ન થતો રહ્યો છે. આપણે મેળવેલ રાજ્યને કબજામાં રાખવા આવી રીતનો યત્ન આપણી ચોખ્ખી નિષ્ફળતા બતાવે છે, આપણે હમેશાં કહીએ છીએ કે દોષ અને ભુલો થવા સંભવ છે પણ બ્રિટીશ રાજ્યની સુલેહ તરફ જુઓ હિંદુઓ અને મુસલમાનો, શીખો અને પઠાણો વચ્ચે આપણે કેવી સુલેહ જાળવીએ છીએ હમણા સુલેહ અંદર અંદરની લડાઇનું રૂપ ધારણ કર્યું છે, અને આપણા અમલદારોએ હિંદુઓની વિરૂધ મુસલમાનોને ઉશ્કેરી મુકયાં છે જાણે કે તેથી કાંઇ ફાયદો થવાનો નહોય!(શરમ) બંગાળા ભાગલા પડવાથી કાંઇ ફાયદો થવાનો નથી પણ

તેથી લોકોના મનમાં આપણો જુલમ ઠસી ગયો છે બંગાળામાં સઘળે સભાઓ ભરાય છે અને જાહેર થાય છે કે આ ભાગલા ખોટા છે. ગેરવ્યાજબી અને અને તદ્દન જુલમાટ ભરેલા છે તથા લોકોના હિતની વિરૂદ્ધ જાય તેવા છે. જાણુવા લાયક તો એ છે કે આ ભાગલાના સંબંધમાં બ્રિટિશ સરકાર તથા બંગાળાના ગવરનરની વિરૂદ્ધતા છતાં હિંદુઓ અને મુસલમાનો એકજ રંગભુમિ ઉપર એકઠા થઇ ભાઇચારાની લાગણી દર્શાવે છે, તોપણ આ વિરૂધ રાજ્યનીતિમાં ફેરફાર કરવામાં આવ્યો નથી. મી૦ જોન મોરલી તેની અતિશય સ્વતંત્રતાની લાગણીવાળા ન્યાય સાથે એક રેડીકલ તરીકે લોર્ડ કર્ઝન જેવા એક કોનઝરવેટીવે જગાડેલા જંગને બહાલી આપે છે (શરમ) શરમ છેજ નહિં તે તદ્દન કુદરતી છે. શરમના પોકારો નિરૂપયોગી છે. શરમાવાનું તો હિંદુસ્થાનના લોકોને છે કે તેઓએ શરૂઆતથી વિચાર કરવાનું શીખવું જોઇતું હતું ભાગલા પાડવાની રાજયનીતિનું પરિણામ એ આવ્યું છે કે આખા બંગાળામાં અત્યારે સઘળી રીતે હીલચાલ થઇ છે, પંજાબમાં પણ હમણા મુશ્કેલી ઉભી થઇ છે? "પંજાબી" પત્રના અધિપતિને આઠ વર્ષ ઉપર બનેલી બીના ઉપર ટીકા કરવાથી કેદમાં જવું પડયું છે આ કામ તદ્દન રૂશિયન ઢબ પ્રમાણે કરવામાં આવ્યું છે હાલના લિબરલોમાં રૂશિયન ઢબ અનુકુળ થઇ પડી છે આ અધિપતિ તરફ ઘણી ખરાબ રીતે વર્તવામાં આવ્યું હતું અને અજાયબી છે કે લાહોરની પ્રજા આ રીતની સામે થઇ હતી (હસાહસ) અંગ્રેજો જયારે જ્યારે ગેર ઇનસાફ કરે છે ત્યારે પણ લોકો તેની ખુબી સમજતા નથી હિંદમાં ૨૦૦૦૦૦ ગોરા છે તેઓ કાંઇ નુકશાન ન કરી શકે એમ તમો માનશો? ગોરાઓ કાંઇ પાપ કરે તે મનાયજ નહિં તેઓ તો સાધુ જેવા છે પણ હું કહું છું કે તેઓ તેવા નથી અને ગરમ પ્રદેશમાં તો ખાસ કરીને નથીજ કારણુ કે ગરમ પ્રદેશમાં અંગ્રેજોને કલેજાનું

દર્દ થાય છે અને તમે મટાડવા દારૂના ડોઝ પીવા પડે છે (હસાહસ) પણ અંતે એ વ્યસનથી તેઓ કોઈન વશ થાય છે. તેથી ફરીને કોઇ વખતે અંગ્રેજ ગૃહસ્થોમાંના કેટલાકો તદ્દન સાધુ નથી. તેઓ ગમે તે રીતે સેંટ થઇ શકે નહીં અને તેથી તેઓ કોઇ કોઇ વખતે એવાં કામો કરે છે કે તેઓએ તેવાં કામો કર્યાં હોત નહીં તો ઠીક, જેવાં કે લોકોને ગેરવ્યાજબી માર મારવાનાં, તલ્લી ફોડી નાખવાનાં જે મારા મત પ્રમાણે ઘણી નાજુક બાબતો છે. એવાં કામો જાણી બુજીને કરવામાં આવતાં નથી. કોઇપણ માણસ બીજાને મારી નાંખવા અથવા ઇજા કરવા ઇચ્છે નહીં, પણ આવા બનાવો બને છે. સ્થિતિ આવી હોવાથી અંગ્રેજો ખોટા છે એવો વિચાર કરવાની પણ છુટ મુકવામાં આવતી નથી કારણ કે જો તમે એવા વિચારો ધરાવો તો તમે હિંદમાંના બ્રિટિશ રાજ્યને હચમચાવો છો. આવી સ્થિતિ ખરેખર છે કે નહીં તે હું જાણતો નથી પણ લાહોરના લોકો ધારે છે કે "પંજાબી" ના અધિપતિ તરફ ચલાવેલી પોલીસી ગેરવ્યાજબી રાજ્યનીતિ હતી. આવોજ બનાવ નાતુભાઇઓ અને બાળ ગંગાધર તીલકના સંબંધમાં પોતાના દેશની તવારીખની સાહદત આપતાં બન્યો હતો. બાળ ગંગાધર તીલકે ખરેખર બતાવી આપ્યું હતું કે શીવાજી મહારાજ એક મહાન રાજ્યકર્તા હતા અને તેમની મોટાઇ તેઓ પરદેશીઓને ચહાતા નહોતા તેમાં થોડે ભાગે સમાઇ હતી. આ વિચાર ઘણો ગેરવ્યાજબી જણાયો હતો (હસાહસ) તમારે હમેશાં હિંદમાંના પરદેશીઓને ચહાવા જોઇએ (હસાહસ) આવા વિચારો જણાવતાં તેઓને કેદખાનામાં જવું પડયું તેવીજ રીતે "પંજાબી" ના અધિપતિને કેદમાં જવું પડયું છે.

આ સઘળું ચાલતું હતું તે દરમીયાનમાં પંજાબમાં જમીનની મહેસુલમાં વધારો કરવામાં આવ્યો. હું કદી હીંદમાં ગયો નથી પણ શ્રોતાઓમાંથી ઘણાઓ હીંદમાં જઇ આવ્યા છે અને તેઓ ઘણા સભ્ય હોય છે. (હસાહસ)

હિંદ અને હીંદીવાનો માટેની ઉશ્કેરણી અંગ્રેજોજ ઉત્પન્ન કરે છે આ બીના આપણે ભુલવી જોઇતી નથી. જેઓ (સઘળા) અંગ્રેજોને વગોવનારા હોય તેઓએ યાદ રાખવું જોઇએ કે મોન્ટગોમરી માર્ટીનના વખતમાં ને હાલના વખત સુધીમાં જે જે હિંદીવાનોએ સહન કર્યું છે તે તે સઘળું કેટલાકોએ (અંગ્રેજો) બનાવી આપ્યું છે. ઉપર જણાવ્યા પ્રમાણે મી૦ કોવેન્ટ્રીએ ૧૮૫૭ ના બળવા વખતે બહાદુરીથી બહાર આવી લોકોને બંદુકથી ઉડાવી દેવાના કામને વખોડી કહાડયું હતું, એવી બહાદુરી માટે કાંઇક કહેવું જોઇએ, અને બ્રિટિશ સદવર્તન માણસને એવા સદગુણ તરફ દોરી લેઇ જાય છે. આવા દાખલાઓમાં મી૦ સી. જે. ઓડોનેલ ગણાવી શકાશે કમનશીબે તે લિબરલ વિચારના છે પણ તેમાં તેમનો ઉપાય નથી (હસાહસ) એ ગ્રહસ્થ હમણાં હિંદી વજીરને પુછનાર છે કે લાહોરના પાંચ બેરીસ્ટરોને પકડીને જેલમાં રાખવામાં આવ્યા છે ને તેમના જામીન લેવાની ના પાડવામાં આવી છે તે અને લાલા લજપતરાય કે જેમને વગર તપાસે જુના કાયદાને આધારે જેલમાં ધોચી ઘાલવામાં આવ્યો છે તે શું ખરૂં છે.

આવુંજ આયરલેંડમાં બન્યું હતું. જે શીખકોમે ૧૮૫૭ ના બળવામાં રાજ્યને મદદ કરી બચાવ્યું હતું તેજ શીખ કોમ ભારે કરના બોજાતળે કચડાઇ મરે છે. (શરમ) હિંદી વજીરને મેં લખેલો કાગળ તમોને વાંચી બતાવું છું તમારી ૩૦ વર્ષ પહેલાંની ઉદ્ધતાઇ આજે સ્પષ્ટ થાય છે, પણ તેનો તદન છેડો આવ્યો નથી હિંદને લગતું સત્ય હું દુનિયાની સમક્ષ મુંકવા માંગું છું એટલે આપણા રાજ્ય અમલની ખાસ વખોડી હિંદીવાનો તરફની મારી જીગરની લાગણી જાહેર કરૂં છું કે જે હિંદીવાનોએ તમારી રાજ્યનીતિની સામે બળવો જગાડયો છે હું તમને લિબરલ સરકારને ખુલી રીતે જણાવું છું કે તમારે મને ફોજદારીમાં ઘસડવો તમે ૧૮૧૮ ના કાયદા પ્રમાણે દેશનિકાલ કરી શકશો નહીં, તેમ સફાઇથી જામીન લેવાને

ના પાડી શકશો નહી મારી જીંદગીના એકાદ બે વર્ષ જે બાકી રહ્યાં છે તે મારી સીધી તપાસમાં ગાળીશ દરમીયાન હુ મારા ગંભીર વિચારની ખાત્રી આપને નિવેદન કરૂં તેની મને રજા આપશો," અંગ્રેજોની માફક કેટલાક હિંદીવાનોમાં પણ પોતાનો અભિપ્રાય જણાવવાની ઉલટ હોતી નથી. ઈંડિયા પત્ર ઉપરથી જણાય છે કે મી. બેનરજી અને મી૦ ઘોસ નામના બે બંગાળીઓ જણાવે છે કે તેઓ બ્રિટિશ રાજયને ટેકો આપે છે ? તેઓ જાણે છે કે બ્રિટિશ અમલ સઘળા ખરાબ કામોના પાયારૂપ છે પણ તેઓ તેમ કહેવામા ડહાપણ જોતા નથી. એજ તેનો અર્થ છે. હું ધારૂં છું કે હિંદિવાનોએ પોતાનાજ જાત ભાઇઓની જરા વધુ સંભાળ રાખવી જોઇએ. (ખુશાલીના પોકારો) મારી પેંડ હકીકત જાણ્યા પછી હું મેસર્સ બેનરજી તથા ઘોસને ચેલેંજ કરૂં છુ કે હિંદીવાનોને બ્રિટિશ રાજય ફાયદાકારક છે તેવું તેમણે સાબીત કરી બતાવવું. તેમના માટે આવું લખાણ હલકું અને હીચકારા ભરેલું છે. હું લાલા લજપતરાયને જાણવાનો હક ધરાવું છું. હું પહેલ વહેલો તેમને હેમ્પસ્ટેડમાં મળ્યો હતો. તે પંજાબી છે. તે પંજાબમાં જમીન મહેસુલને લગતા શવાલની લડતમાં સામેલ થયા હતા. તેમને ૧૮૧૮ ના પુરાણા કાયદાને આધારે પકડવામાં આવેલ છે તે હાલ તેઓ કયાં છે તે વાત સઘળી જાણે છે. અમલદારો કહે છે કે હવે લાહોરમાં શાંતિ છે. હિંદના લોકો જો આપણી સામે થશે તો આપણે હિંદમાં ટકી શકીશું નહીં.

આપણા ગર્વીષ્ટ લશ્કર માટે હવે હું બોલીશ હિંદમાં પંચોતેર હજાર ગોરા શીપાઇઓ છે, અને તેમાંના ૩૦ ટકા જેટલા લડાઇના મેદાનમાં જવાને નાલાયક છે, તેનાં કારણો આપવાને હું ખુશી નથી બાકીના જોઇએ તેવી તંદુરસ્તીમાં નથી હિંદની વસ્તીના આ લશ્કરને માયાકુળ ન હોય તો તેઓ હીલચાલ કરી શકે નહીં. જો પ્રજા માયાકુળ ન હોય તો ભોમીયા

મળી શકે નહીં. અને તેથી જોઇતા સાધનો પણ મળી શકે નહીં, તેથી જો સરકાર એમ માનતી હોય કે પ્રજાના ભોમીયા શિવાય તેઓ ચલાવી શકશે તો તે મુર્ખ ગણાયા મેં કયારનું જણાવ્યું છે કે યુરોપીયન અને યુરેઝીયન મળીને એકંદર બે લાખની સંખ્યા છે. અને ત્રીસ કરોડ હિંદીવાનો છે. અને મુસલમાનોના મતભેદને વધતામાં વધતું વજન આપતાં પણ બાકીની સંખ્યા હથીઆરને ઠેકાણે લાકડીઓ વાપરીને પણ ઇંગ્રેજ સોલજરોને દેશમાંથી હાંકી કાઢે એક વખતે એક અંગ્રેજ એક રાજા આગળ ડંફાશ મારતો હતો કે હિંદમાં અંગ્રેજો શું ન કરી શકે.

રાજાએ કહ્યું કે કાળા દાણાનું એક કુંડું વાવો ને તેના ઉપર ધોળા દાણા નાખો તેમ કરતાં ધોળા દાણાનું નામ પણ જણાયું નહીં. (મોટેથી હસાહસથી) આપણા માથે હિંદમાં વિપત્તિ આવી પડે એવું હું ઇચ્છતો નથી, હિંદનો લાભ એ ઇંગ્લંડનોજ લાભ છે, એવું બતાવવાને મારાથી થયું તેટલું મેં કર્યું છે મારા મિત્રો અને સ્વદેશીઓ હું જે કહેવા માગું છું તે એજ છે કે હાલમાં ચાલતી હિંદની સ્થિતિ ઝાઝો વખત નભી શકશે નહીં, આક્ષણે હું બ્રિટિશ સરકાર સામે બોલું છું. કે હાલમાં હિંદની આર્થિક સ્થિતિ એવી છે કે જેવી પહેલાં કદી નહોતી. રૂશિયાનો જુલમ દેખીતી રીતે ઘાતકી હોવાનું હું જાહેર કરૂં છું પણ હિંદમાં બ્રિટિશ રાજ્યની આર્થિક રાજ્યનીતિની અસર રૂશિયામાં ચાલતી સ્થિતિ કરતાં વધુ ઉધ્ધત છે. આ કારણ માટે જ હું દરેક ગ્રહસ્થ તથા બાનુને તે વિષે વિચાર ચલાવવા આગ્રહ કરૂં છું, મારી તરફથી હું ફરીથી લડત ચલાવવી શરૂ કરૂં છું. હું મી૦ મોરલી તથા પોતાના પક્ષના ધારાશાસ્ત્રીઓ મારી સામે કામ ચલાવે તેવું હું ઇચ્છું છું. તેઓ તેમ કરવાની હિમત ધરી શકશે નહીં. ૧૮૮૦ સુધી ઇંડિયા ઓફીસના સઘળા છુપા દસ્તાવેજો મારા સ્વાધિન મૂકવામાં આવ્યા હતા. તે મુદત સુધીમાં અને ત્યાર પછી પણ કોઇ પણ હિંદી નાણા ખાતાના પ્રધાને બ્રિટિશ સરકારને ખાનગી કે કોનફીડેન્સીયલ રીતે હિંદ-

માંથી ઘસડાતા જતા નાણાની આખરે શી અસર થશે તે વિષે સૂચના કરી નથી એવું તમોને જણાવું છું. બ્રિટિશ પ્રજા આ વિશે કશું જાણતી નથી. આ હકીકત તમારા વડીલો જેવા કે લોર્ડ કર્ઝન, લોર્ડ મીડલટન અને મી૦ મોરલી જેવાને જાણવાની છે? તેઓ તમારી તરફ હલકી નજરથી જુએ છે અને તમોને ધિક્કારે છે? અને પ્રતિજ્ઞા સાથે હું કહું છું કે તેઓ તેમ કરવામાં વ્યાજબી છે, કારણ કે તમે તેઓને કોઇ પણ જાતની તકલીફ આપતા નથી. તેઓ ખુશી થઇને તમોને જે આપે છે તે તમો સ્વીકારો છો. તમો મોં ખુલ્લા રાખો છો અને નેત્ર મીચો છો, અને તેઓ તમારા મોંમાં કેવો ગંદકીવાળો ખોરાક મુકે છે (હસાહસ) હું એમ કહેવા માંગતો નથી કે હિંદમાં ચાલતી નાણાની લુંટ આપણા હાથમાંથી છુટી જવાનો વખત પણ આવ્યો છે, પણ હું જે કહેવા માંગું છું તે એજ છે કે સરકાર પહેલાંની માફક તે લુટ સવેળાની અને ભયંકર આપત્તિના ભોગ થયા શિવાય વધુ ચલાવી શકશે નહીં, (સાંભળો—સાંભળો) સઘળા અંગ્રેજો જેઓ હિંદુઓને જાણતા હશે અને જેઓએ હિંદીવાનોની ખાસીયતોનો અભ્યાસ કર્યો હશે તેઓ તેમનાં વખાણ કરશે અને તેઓને ચાહશે અને તેઓને ઉંચી પંકિતના લોક તરીકે ગણશે. હિંદીવાનો એવી જાતના માણસો છે કે તેઓની પ્રસંશા થવી જોઇએ પરંતુ અંગ્રેજી વર્તમાનપત્રો તેઓને ધિક્કારે છે. એ રીત કાંઇ લોકો રાજ્ય ચલાવવાની નથી. અને જે અમલદાર આવી રીતે વર્તતો હોય તે તેના કામને લાયક નથી એમ કહી શકાય. જીલ્લા અમલદારને શું શું કરવાનું હોય છે તે વિષે હું તમોને જણાવું છું જીલ્લા ઓફીસર જમીન મહેસુલ એકઠું કરે છે, અને જીલ્લાનો રજીસ્ટ્રાર હોયછે. જાગીરદારો અને ખેડુતોનો તે જડજ હોય છે. આ કામ કેવું છે. ન્યાયની કોર્ટનો તે મીનીસ્ટેરીયલ ઓફીસરછે. ખજાનચીછે, એકાઉંટંટછે, જીલ્લાની જકાતનો વ્યવસ્થાપક હોયછે, સ્થાનિક મંડળીઓનો એકસજ ઓફીશીયો પ્રમુખ પણ હોય છે. જાહેરના કામ માટે લેવામાં આવેલી જમીનનું કંપનસેશન

આપનાર ઉપરી હોય છે, સ્થાનીક દાવાઓમાં સરકારનો પ્રતિનિધી હોય છે સગીરની જાગીરનો મેનેજર હોય છે, તથા ફોજદારીન્યાયાધિશ પણ એજ અમલદાર હોય છે. મ્યુનીસીપાલીટીનો એકસ ઓફીશીયો પ્રમુખ હોય છે એકજ માણસના હાથમાં આટલાં બધાં ખાતાં સોંપવામાં આવ્યાં છે. તે શું બતાવે છે? તેની સાથે એ પણ યાદ રાખવાનું છે કે ૨૩ કે ૨૪ વર્ષની યુવાન વયે યુનીવરસીટીનો અભ્યાસ મુકયા પછી જુવાન સીવીલીયનો આ દેશમાં આવે છે અને તેઓના હાથમાં આવી મોટી સતા સોંપવામાં આવે છે. ઇસ્ટ ઇંડીયા કંપનીના વખતમાં હિંદની રાહરસમ જાણ્યા પછી તથા હિંદીવાનોમાં હળીમળી ગયા પછી સતા આપવામાં આવતી હતી તે વખતે સઘળાઓ કાંઇ સંપુર્ણ હતા એમ નહોતું પણ તેઓમાં સર વીલીયમ સ્લીમેન, કરનલ મેડોઅટેલર અને એવાજ માણસો જેઓના સંબંધમાં આવેલા હિંદીવાનો ઉપર સારી અસર ઉત્પન્ન કરી હતી. મારા જુના મિત્ર મી૦ ચેસ્ટરમેકનોટને મને પહેલાં લખ્યું હતું કે હિંદી અંગ્રેજો હિંદીવાનોને ઓળખતા બંધ પડયા છે. હિંદીઅંગ્રેજો પોતાના મંડળમાંજ રહે છે અને યુરોપીયન વિચારોનોજ તેઓ ખ્યાલ કરે છે. પરિણામ એ આવ્યું છે કે લોકો તથા અમલદારો વચ્ચે પહેલાના જેવો એખલાસ નથી પહેલાની માફક હવે હિંદી ઓરતે, અને અંગ્રેજ પુરૂષોના લગ્ન થતાં નથી જેથી હિંદી જીંદગીનું જ્ઞાન મળતું નથી. હાલમાં જેઓ હિંદમાં જાય છે તેઓ હિંદની ભાષાઓ કે હિંદની રીતભાતોનું જ્ઞાન મેળવતા નથી અને તેથી પ્રજાની સાથે છુટથી ભેળાતા નથી જેથી બરોબર અમલ ચલાવી શકતા નથી..તેથી આર્થિક નાશ બાજુએ મુકતાં પણ આપણી અલગ રહેવાની તથા અજ્ઞાનપણાની રાજ્યનીતિનાં ફળ આપણે ચાખવા માંડયાં છે.

સઘળા અંગરેજી પત્રો જરૂર પડે તો હિંદમાં લશ્કર ઉતારવાની સરકારને સલાહ આપે છે. તેઓ જણાવે છે કે બળવાની તઇયારીઓ થાય છે. સોસીયલ ડેમોક્રેટીક ફેડરેશનની વતી હું જણાવવાની ઇચ્છા રાખું છું

કે તેવું કાંઇ થવાનું આપણે અટકાવીસું આપણે ભાષણો કરશું ઉસ્કેરણી શરૂ રાખીશું અને હીંદુઓની વ્યાજબી હીલચાલને છુંદાઇ જતાં આપણે બચાવીશું મી૰ મોરલીએ ગયે વર્ષે કહયું હતું કે હિંદનું રાજ્ય સોસ્યલીસ્ટ પ્રીન્સીપલ ઉપર ચલાવવું જોઇએ, પણ જે થાય છે તે જોતાં એ કહેવું એ ફક્ત હિંદીવાનોને અપમાન આપવા બરાબર છે. તેથી સઘળી સોસ્યલ ડેમોક્રેટ મંડળીને તથા જો કોઇ હોય તો સાચા રેડીકલને લાજમ છે કે તેઓએ મજબુતાઇથી આવા જુલમાર સામે સખ્ત વાંધો ઉઠાવવો. હિંદી-વાનો આ ધસડાતા જતાં નાણાંએ અટકવા અશકત છે, વધતા જતા કરો અટકાવવા અશકત છે તેઓની સ્વતંત્રતા ઉપર તરાપ અટકાવવા અશકત છે પોતાનીજ કેળવણીને માટે જોઇતું ફંડ એકઠું કરવાને પણ અશકત છે જાહેર સભાઓ ભરવાનું બંધ કરવાની ધારે છે તેઓ કહે છે કે કેળવણી આપવામાં ભય છે. (હસાહસ) હું તેઓની ધારતીથી અચંબો પામતો નથી આપણું અવ્યવસ્થીત રાજ્ય સુધારવાને હિંદીવાનો યત્ન કરે છે તે જો આપણે મદદ ન આપીએ તો આપણને શરમાવાનું છે. વિચાર કરો કે આ માણસો પ્લેગના રોગથી એકજ માસમાં મરણ પામ્યાં છે એજ હિંદની ગરીબાઇનો નમુનો છે. ૧૦ કરોડ માણસો લગભગ જાથુકનો ભુખમરો વેઠે છે આથી રાજ્યકર્તા વર્ગની સામે ધિકાર બતાવવાની લાગણી થાય છે શરૂઆતમાંજ મેં કહ્યું છે કે હિંદમાં પ્લેગને લીધે ઇંગ્લંડના લોકોને કાંઇ લાભ નથી હાલનો વેપાર જો કોઇને ફાયદાકારક હોય તો તે ધનવાનોને પ્લેગ રીબતો નથી. આ શિવાય આપણે આપણા ઘરાકોની ગરદન કાપીએ છીએ આપણે તેઓને આપણા લાભને માટે કંગાલીયત ખમતા કરી મુકી-એ છીએ અમેરીકામાં ચાલતી લડાઇ વખતે મુંબઇમાં નાણાં હતાં ત્યારે તેઓએ અંગ્રેજી માલનો મોટો જથો ખરીદ કર્યો હતો વેપારી નજરે જોતાં આપણે જે ડાલ ઉપર બેઠા છીએ તેજ ડાલ કાપીએ છીએ વખત પ્રમાણે આપણે તઇયાર થવું જોઇએ. (ખુશાલીના અવાજો) આ ખેદકારક

બનાવ ચાલુ રાખવામાં ત્યારે ભાગ લેવો જોઇએ નહીં, અથવા તો હિંદી-વાનોને વ્યાજબી રીતે છુટા થવાનો યત્ન કરતાં દાબી દેવાનું કોઇપણ કામ થવા દેવું ન જોઇએ. પણ આપણે હવેથી આજ રાજનીતિને વલગી રહે-વાનું વલણ બતાવવું, તો એવો વખત આવશે કે બ્રિટિશ ગેરવ્યવસ્થાનું રાજ બંધ પડશે અને હિંદીવાનોનું લોહી ચુસવાનું નાબુદ થશે, અને હિં-દુસ્થાન પોતાનો છુટકારો કરવાને સ્વતંત્ર બનશે, અને એક વખત ફરીથી એ દેશ ધનવાન, કીર્તિવાન અને સુખી થશે. (ચાલુ ખુશાલીના અવાજો.)

આ સભામાં એક જણે મી૦ હિન્ડમેનને સવાલ પુછયો હતો તેનો જવાબ આપતાં મી. હિન્ડમેને જણાવ્યું કે સઘળી મળીનેસીવીલીયનો માટે ૯૬૦ જગો છે તે પૈકી ૯૦૦ જગો યુરોપીયનોના હાથમાં છે ને ફકત ૬૦ જગો દેશીયોના હાથમાં છે. (શરમના અવાજો.)

---

# પાર્લામેન્ટના મેમ્બર મી. આરનોલ્ડ લપટને હિંદમાં ચાલતી અશાંતિ અને તેનાં કારણો તથા ઉપાયો વિષે જણાવેલા વિચારો.



હાલમાં હિંદુસ્થાનમાં અશાંતિ શા માટે છે? તેનાં નીચે પ્રમાણે જુદાં જુદાં કારણો આપવામાં આવે છે. બંગાળાના ભાગલા, મરકી, મધ્યમ વર્ગના લોકોની કેળવણી. અને તેથી જુવાન માણસોને ઉત્પન્ન થતો લોભ સંભવિત રીતે આ ત્રણ કારણોથી હાલનો અસંતોષ ઉત્પન્ન થયો કહેવાય છે, પણ આપણે આગલ વધીએ તો શું જણાય છે.

બીજો સવાલ એ છે કે બંગાળાના ભાગલા શા માટે પાડવામાં આવ્યા. જવાબ એ છે કે સંયુક્ત બંગાળાની શક્તિ રાજ્યને એક ભય સમાન ગણવામાં આવી. પ્લેગથી રાજ્યદ્વારી અશાંતિ શા માટે ઉત્પન્ન થઇ, કારણ એ છે કે કેટલાક દેશીઓ સરકારને એટલી હલકી ધારવા લાગ્યા કે તેઓ પોતાના પાણીને ઝેરી બનાવે છે. મધ્યમ વર્ગના લોકોની કેળવણી અને તેઓના લોભથી શા સારૂ અશાંતિ ફેલાવી જોઇએ કારણ એટલુંજ છે કે આ મધ્યમ વર્ગના લોકોને એમ લાગ્યું કે દેશના રાજકાજના કામમાં તેઓને હિસ્સો આપવામાં આવતો નથી. પણ આ લોકોને રાજકાજના કામમાં શા શારૂ વ્યાજબી હિસ્સો ન આપવો જોઇએ? જવાબ એટલોજ છે કે રાજ્યકરતી કોમ છે તે લોકોને તેમનો વ્યાજબી હિસો એ કારણથી ભયભીત થઇ કે તે લોકો સરકારની સાથે ચાલતા અસંતોષમાં વ્યવહારીક વધારો કરશે આ પ્રમાણે આપણને વધુને વધુ તપાસ કરવો પડશે.

બ્રિટિશ રાજ્ય સામે શા શારૂ કોઇ પણ પ્રકારનો અસંતોષ રહેવો જોઇએ આ સવાલનો જવાબ આપવા માટે આપણે અમલદારોની તરફેણમાં નહીં વહેમાયલા અમલદારોની વીગતો તથા હિંદી આંકડાઓની સંભાળપુર્વક તપાસ લેવી જોઇએ. હવે હું આ વીગતો અને આંકડાનો આધાર લેઇ વધુ તપાસમાં ઉતરૂં છું.

આ વીગતો અને આંકડાઓ પ્રમાણે ૧૮૮૪–૮૫ ની સાલમાં હિંદનું ૧૦૦૦ મરણ પ્રમાણ માત્ર ૨૦ માણશોનું હતું તે પછી ૨૦ વર્ષ એટલે ૧૯૦૪–૫ માં એ મરણ પ્રમાણ વધીને હજારે ૩૫ માણસોનું થયું જણાય છે હિંદુસ્થાન જેવા વિશાલ દેશની ૩૦ કરોડ માણસોની ગંજાવર વસ્તીમાં મરણ પ્રમાણમાં થયેલા આ વધારાનું કાંઇ મુખ્ય કારણ હોવું જોઇએ સુખ શાંતિ ખાતાની કાળજી કાંઇ હિંદમાં થોડી નથી. સરકારે આ ખાતુ સુધારવા ઘણા પ્રયત્નો આદર્યા છે. માટે આ મરણ પ્રમાણનું કાંઇ બીજું કારણ હોવું

જોઇએ. હિંદના લોકોનો જેઓએ સંભાળ પુર્વક અભ્યાસ કર્યો છે તેઓનું કહેવું એવું છે કે હિંદમાં હદ બહારની ગરિબાઇ છે. વિલ્યમ ડીગ્બીએ જેણે પોતાની બુકનું નામ મશ્કરીમાં આબાદ બ્રિટીશ ઇંડીયા રાખ્યું છે, તેમાં દરેક હિંદીવાનની વાર્ષિક આવકની ગણત્રીનો અડસટો કરવામાં આવ્યો છે તેમાં જણાવેલ છે કે દરેક હિંદીવા-વાનની દરરોજની આવક ૦॥ પેન્સ છે. ગ્રેટબ્રિટનના દરેક માણસની દરરોજની આવક ૨૬ પેન્સની ગણવામાં આવે છે આવી રીતે એક હિંદીવાન કરતાં એક બ્રીટનની દરરોજની આવક પચાસ ઘણી વધુ છે. વિલ્યમડીગબી કહે છે કે હિંદુસ્તાનમાં પાંચ કરોડ માણસો એવા છે કે જેઓને આખા વર્ષ દરમ્યાન એક વખત પણ પુરતો ખોરાક મળી શકતો નથી વળી કરોડો ખેડુતો એવા છે કે જેઓને અંગ ઢાંકવા વસ્ત્ર મળતા નથી જેથી તેઓ મધ્યરાત્રી સુધી છાણાનો દેવતા સળગાવી કડકડતી ઠંડીના ભોગ થતા બચી જાય છે.

કહેવાતા ઉશ્કેરનારાઓ તથા રાજ્યદ્વારી સુધારકો જેમાં એક કેળવાયલો દેશી એવો છે કે જેની નિષ્કલંક પ્રતિષ્ટા છતાં તેને હમણાં જેલમાં નાખી ઘાલવામાં આવ્યો છે. તેઓ કહે છે કે પંજાબ મહેસુલનો કર હદ ઉપરાંતનો વધારી મુકવામાં આવ્યો છે. મી૦ ડીગબી પોતાની બુકમાં ૧૮૯૭ થી મધ્ય પ્રાંતોમાં જમીન મહેસુલના કરો ભારે વધારવામાં આવ્યાનું કહેછે તેથી જમીનનું ભાડું બે ઉપરથી છ ગણું વધારી દીધું છે, તે કહે છે કે આ પ્રાંતોમાં એક એકરે ૩૭૨ રતલ જેટલા પાકની દર વર્ષે પેદાશ થાય છે. જ્યારે સરકાર એ પેદાશ ૬૦૦ રતલ જેટલી કહે છે મી૦ ડિગ્બી કહે છે કે ૧૯૦૦ ની સાલમાં પુરા થતા નવ વર્ષોમાં બિહારમાં દર વર્ષે ૧૪૪॥ રતલ ઘઉંના પાકની પેદાશ થઇ હતી, પણ સરકારના અડસટા પ્રમાણે એ પેદાશ ૭૩૪ રતલ જેટલી થઇ હતી. ઇંગ્લંડમાં આ પાકની દર વર્ષે દર

એકર દીઠ ૨૦૦૦ રતલની પેદાશ થાય છે. જો આ આંકડાઓ સાચા હો ય તો સાફ જણાય છે કે ખેતીવાડીનો ધંધો એ પ્રાંતોમાં નાશ પામવાની હાલતમાં આવ્યો છે, અને ભુખમરાનાં દરદો વધવાને ચાલુ રહેવાંજ જોઇએ

આવકની હકીકતને સરખાવતાં જણાય છે કે ૧૮૮૭–૮ માં સરકાર ની કુલ આવક સાત અબજ સુવોતેર લાખ રૂપીઆની હતી. સન ૧૯૦૭ ૮ ની કુલ આવક એક અબજ અગીયાર કરોડ સાઠ લાખ રૂપીઆની ધાર-વામાં આવી છે. આ રીતે જોતાં હિંદુસ્તાનની આવકમાં છેલ્લાં ૨૦ વર્ષ-માં ૪૪ ટકા જેટલો વધારો થયો છે. આ આંકડાઓમાં રેલ્વે, પોસ્ટ ઓ-ફીસ વિગેરે આવકનો સમાવેશ થાય છે. એકલા કરોની આવક જમીન મ હેસુલ સાથે જોતાં જણાય છે કે ૧૮૮૭–૮ માં ચોપન કરોડ દસ લાખ રૂપીઆની હતી. પણ તે આવક ૧૯૦૭–૮ માં રૂ. પંચોતર કરોડ જેટલી ધારવામાં આવે છે, જે ૩૮ ટકા જેટલો વધારો બતાવે છે.

જમીન મહેસુલની આવક તપાસીશું તો જણાશે કે સન ૧૮૭૮ માં એ આવક રૂ બાવીસ કરોડ નેવુ લાખની હતી જે સન ૧૯૦૭–૮ના વર્ષ-માં રૂ. ત્રીસ કરોડ ચાળીસ લાખ જેટલી અંકાઇ છે, જે સેંકડે ૩૨ ટકા નો વધારો બતાવે છે, આ જમીન મહેસુલની આવકમાં જો નહેરો અને જંગલ ખાતાંની આવક ઉમેરીએ તો કુલ આવક સન ૧૮૮૭–૮૮માં રૂ. ચોવીસ કરોડ સાઠ લાખની હતી જે સન ૧૯૦૭–૮માં વધીને રૂ. આડ-ત્રીસ કરોડ ત્રીસ લાખની થઇ છે જે સેંકડે ૫૫ ટકાનો વધારો સુચવે છે.

આ આંકડાઓ ઉપરથી આપણને શો ધડો મળે છે? વીસ વર્ષના અરસામાં મરણ પ્રમાણ વધીને ૩૪ ટકા થયું છે, કરોમાં પણ પ્રમાણ વધીને ૪૪ ટકા ઉપર ગયું છે અને જમીન મહેસુલનું પ્રમાણ વધીને ૫૫ ટકા થયું છે. બ્રિટિશ સરકારની સત્તા વધવા સાથે અશાંતિ ને અસંતોષ પણ વધ્યો છે. આ આંકડાઓ અને અસંતોષને કાંઇ સંબંધ છે કે નહીં?

જયારે ઉસ્કેરણી કરનારાઓ અને મધ્યમ વર્ગના કેળવાયલા માણસો

એવી તકરાર કરે છે કે અમારા ઉપર જમીન મહેસુલનો કર અતિશય ભારે છે, ત્યારે શું તેઓની એ તકરાર શું ખોટી છે? આપણે કેળવાયલા દેશીઓની આ તકરારમાંથી કેટલીક શીખામણ ફાયદા સાથે લેઇ શકીએ એમ છે. હવે આપણે સરકારની આવક કેવી રીતે ખરચાય છે તે જોઇએ સન ૧૮૮૭–૮માં લશ્કર અને લશ્કરી કામ પાછળ રૂ. વીસ કરોડ પચાસ લાખ ખર્ચવામાં આવ્યા હતા. સન ૧૯૦૭–૮માં એ ખર્ચ વધીને રૂ. ત્રીસ કરોડ નેવુ લાખનું થયું હતું, એવો સેંકડે ૫૦ ટકાનો વધારો થયો હતો. સન ૧૮૮૭–૮માં સિવિલ ખાતાંઓના પગારો અને ખર્ચ પાછળ રૂ. પચીસ કરોડ ખર્ચાયા હતા, સન ૧૯૦૭–૮માં રૂ. સાડત્રીસ કરોડ નેવુ લાખ ખર્ચાયા હતા જે સેંકડે ૫૧ ટકા જેટલો વધારો બતાવે છે. સિવિલ સરવીસ—પેનશન અને લશ્કર પાછળનું કુલ ખર્ચ રૂ. પીસ્તાલીસ કરોડ પચાસ લાખનું ૧૮૮૭–૮માં અને તે વધીને રૂ. અડસઠ કરોડ એંશી લાખ નું ખર્ચ ૧૯૦૭–૮માં થયું હતું જે સેંકડે ૫૧ ટકાનો વધારો સુચવે છે.

સિવિલ અને લશ્કરી ખાતાના ખર્ચનો આ જબરજસ્ત વધારો હિંદ જેવા કંગાલ દેશમાં અશાંતિ માટે જવાબદાર છે. દેશની દોલતના પ્રમાણમાં આ બને ખાતાનાં ખરચો તદન અયોગ્ય છે.

મી૦ ડિગ્બીની ગણત્રી પ્રમાણે હિંદના વતનીઓની કુલ આવક રૂ. ચાર અબજ છવીસ કરોડની છે, જયારે ગ્રેટ બ્રિટનના લોકોની વાર્ષિક આવક સતાવીસ અબજની છે, અથવા હિંદના લોકોની આવક કરતા છ ગણી વધારે આવક બ્રિટનોની છે. આપણે હિંદુસ્થાનની આવકના પ્રમાણમાં જે ખર્ચ લશ્કર નૌકા અને સિવિલ સરવીસ પાછળ કરીએ છીએ તેજ પ્રમાણમાં જો આપણે ઇંગ્લંડના તેજ ખાતાઓ પાછળ ખર્ચ કરીએ તો તે રૂ. ચાર અબજ બાર કરોડ પચાસ લાખનું થાય જયારે હાલમાં

આપણે એ ખાતાંઓ પાછળ રૂ. એક અબજ એકતાલીસ કરોડ ખરચીએ છીએ ઇંગ્લંડમાં લેવાતા કરો ઘણે ભાગે નજીવા છે જ્યારે હિન્દુસ્થાનમાં લેવાતા કરો અગત્યના છે.

ઇંગ્લીશ શિક્કા ને લગતી નાણા પ્રકરણી બાબતમાં આપવામાં આવેલી હકીકત હરકોઇ જોનારને કરમાં વધારો થયાનું પહેલી નજરે જણાશે નહીં કારણકે વીશ વર્ષ ઉપર પાઉંડની કીમત જ્યારે રૂ. ૧૦ ગણવામાં આવતી હતી ત્યારે હાલ તેજ પાઉંડની કીમત રૂ. ૧૫ આંકવામાં આવેછે. જેથી હિંદીકર ભરનારાઓને કરની રકમ ભરતાં એક પાઉંડના રૂ. ૧૫ આપવા પડે છે. આ ગત રમવાનું કેટલાકો વાજબી જણાવે છે કારણ કે વીસ વર્ષ પહેલાં એક આઉંસ રૂપાની કીમત જે ૪ શીલીંગ હતી તે હાલમાં ઘટીને ૨॥ શીલીંગનો એક આઉંસ થયો છે. વળી એ પણ યાદ રાખવાનું છે કે ઘઉં કે જે પદાર્થ હિંદુસ્થાનની મોટામાં મોટી નીકાશ વસ્તુ છે તેનો બજાર ભાવ એટલાજ પ્રમાણમાં ઘટી ગયો છે. ઇંગ્લંડમાં સન ૧૮૭૭-૮૬ ના દશવર્ષમાં ઘઉંનો સરાશરી ભાવ એક ક્વારટરે ૪૨ શીલીંગનો હતો, અને સન ૧૮૯૬ થી ૧૯૦૬ સુધીના દશ વર્ષમાં ઘઉંનો સરાશરી ભાવ ૨૮ શીલીંગ ૪ પેન્સનો હતો. એટલે રૂપાની સાથે ઘઉંનો ભાવ પણ ઘટતો રહયો છે.

હિંદમાં સિવિલ અને લશ્કરી નોકરી પાછળ હિંદની આવકનો એટલો મોટો ભાગ ખર્ચવામાં આવે છે કે એ ખરેખાત દયાજનક થઇ પડે છે

બ્રિટિશ રાજ્યે હિંદુસ્થાનને જે મોટા ફાયદાઓ કર્યા છે તે વિષે સામાન્ય રીતે સાંભલવામાં આવે છે, પણ આપણે ભાગ્યેજ બીજી બાજુ વિષે સાંભલીએ છીએ. હિંદમાં હાલમાં ચાલતી અશાંતિની સરખામણી ૧૩૦ વર્ષ પહેલાંની લડાયક સ્થિતિ સાથે સરખાવવામાં આવે છે, પણ એ લડાઇઓ કોણે કરી હતી. દરેક માણુસ જેણે હિંદનો ઇતીહાસ વાંચ્યો હશે તેઓ

તો કહી શકશે કે યુરોપીયન લોકો—અંગ્રેજો અને ફ્રેન્ચ લોકોએ એ લડાઇ જગાડી હતી. પોર્ટુગીજ-અંગ્રેજો અને ફ્રેન્ચો જ્યારે પહેલવહેલા આ દેશમાં આવ્યા તે વખત સુધી આપણે જોઇએ તો આપણુને જણાશે કે એ વખત પહેલાં આ દેશ તેની દોલત અને બનાવટો માટે પ્રસિદ્ધ હતો. હિંદમાં વહાણો બંધાતાં હતાં. અને તે વહાણો અંગ્રેજી વહાણો કરતાં વધુ સારા હતા, હિંદી નૌકા શાસ્ત્રીઓ અંગ્રેજ નૌકા શાસ્ત્રીઓ જેવા સાયન્ટીફીક અને ચતુર હતા. પૈસાનાં ભરપુર શહેરો યુરોપના સાહસીક અને તૃષ્ણાતુર શોધકો ના લોભને ઉશ્કેરતાં હતાં. જેઓએ એ શહેરોને પાયમલ કરવાને લડાઇઓ કરી હતી. બ્રિટિશ વેપારીઓ અને કારખાનાવાળાઓએ એકજ પ્રયાસ કરી સરકારની મદદ વડે હિંદની બનાવટો અને વેપારને નાબુદ કર્યો. ઘણી વખતે હિંદુસ્થાનને “બ્રિટિશના તાજનો કોહીનુર” કહેવામાં આવે છે પણ હિંદમાં વાણી સ્વાતંત્ર્ય અને છાપા સ્વતંત્ર્ય જેવું આપણે ભોગવીએ છીએ તેવુ છેજ નહીં, જયાં સારા આબરૂદાર માણસોનો જુસ્સો તેને વગર તપાસે કેદ માં મોકલી દેઇ નરમ પાડવામાં આવે છે. જે ભૂમિમાં દુકાળ અને દરદો બહોળા વિસ્તાર ઉપર પથરાયલા રહે છે અને ત્વરાથી વધવા પામે છે. જે ભુમિમાં રાજય કરતી કોમ અને પ્રજા વચ્ચેનો સંબંધ ગણો બલવાળો રહે છે, જે ભૂમિ ઉપર (એવું કહેવાય છે કે) હથીઆરો (હુમલો કરવા માટે) છુપી રીતે આયાત કરવામાં આવે છે, જે ભુમિમાં બહારના હુમલાથી રક્ષણ કરવા માટે પ્રજાને દ્રાબી વધારો કરવામાં આવતો રહે છે, જે દેશ હિંદી વજીર જેવા એકજ આસામીના વહીવટ નીચે મુકાયો છે, જે માટે હિંદથી ઘણો દુર રહે છે તથા વજીર કહે છે કે તેને પાર્લમેંટના મેંબરોની સલાહ ની જરૂર નથી. એ વજીર ભૂખે મરતા ખેડુતો પાસેથી કઢાવેલા કરોના પૈસાથી જીવતા લોકોની સલાહ પ્રમાણે ચાલે છે. આમની સભામાં હિંદી બાબતો વિષે ચાલતી તકરારોને તે હસી કહાડે છે, કે જે સભા ઇંગ્લંડના

ઉત્તમ પ્રતિનિધીઓની બનેલી છે તથા છુટાપણાના વિચારો જાહેર કરવામાં આવે છે.

કેટલાક લોકો રૂશિયનઝારના જુલમની વાતો કરે છે પણ એ જુલમી છતાં પણ પોતાની પ્રજાના મધ્યમાં રહે છે. કેવી કહે છે કે "એક જુલમગાર હોવ તો પણ તે ધણી તો છે," અને તે વળી આપણો સ્વદેશી પણ છે તે આપણા વચ્ચે વસનારો છે."

છેવટે હું સૂચના કરૂં છું કે હિંદુસ્થાની સ્થિતિ વિષે તપાસ કરાવવા તથા એ તપાસનો રિપોર્ટ કરી ભલામણો સુચવવા આમની સભાના સભાસદોનું એક કમિશન નીમાવવાની પ્રજાએ સરકાર પાસે માગણી કરવી જોઇએ.

---

# પરદેશી પદાર્થો વાપરવા કે ન વાપરવા?

ગુજરાતી ઉપરથી



(બંગાળીમાં લખનાર સ્વર્ગીય કાળી પ્રસન્ન વિશારદ)

## કેસર (જાફરાન)

બજારમાં જે કેસર વેચાય છે તે પરદેશી કેશર, માખણ, ચરબી અને ગાયના માંસનાં ઝીણા ઝીણા તાંતણારૂપ ટુકડાઓની મેળવણીથી તૈયાર કરવામાં આવે છે. વળી તેમાં જે ચરબી મીશ્રણ કરવામાં આવે છે તેમાં મુખ્યત્વે સુવરની ચરબીનોજ ઉપયોગ થાય છે, હવે એ ડુક્કરની ચરબી અને ગાયના માંસની મેળવણીવાળું વિદેશી કેસર, દુધપાક, મીઠાઇઓ, બીરીઆની અને મીઠો ભાત, કેશરીભાત (બિરંજ) વિગેરેમાં આપણે હિંદુ અને મુસલમાન ભાઇઓ ખાઇએ છીએ. વધારા તરીકે કુલ દેવ મંદિરોમાં અને દેવ,

પિતૃઆદી શ્રાદ્ધના કામોમાં, અષ્ટગંધમાં, હોમ હવનમાં ચંદનને સ્થાને તેનો છુટથી ઉપયોગ થાય છે.

હવે વિદેશી કેશરમાં ઉપર જણાવી હિંદુ મુસલમાન કુલ આલમને નહી અડકવા લાયક એવી પાપરૂપ ચીજોનું મીશ્રણ કરવામાં આવે છે, તેનું ખુલ્લી રીતે સ્પષ્ટપણે વિવેચન "એનસાઇકલોપીડીઆ બ્રીટાનીકા" નામનો સુપ્રસિદ્ધ ઇંગ્રેજ ગ્રંથ કે જે નવીન રીતે સંસ્કારીત થયો છે તેના ૨૧) મા ભાગનું ૧૪૬ મું પેજ વાંચી પોતાના મનને ખાત્રી કરવા સરવે હિંદુ મુસલમાન ભાઇઓને અરજ કરવામાં આવે છે.

Saffron–Vol. (xxI Page 146)

Grease and Butter are still very freduently mixed with the Cake and Shreds of beef dipped in saffron are also used.

હિંદુ મુસલમાન ભાઇઓએ પોતાના ધર્મના બચાવને ખાતર અસલ કેશર તેના મુળ ઉત્પત્તિસ્થાન કાશ્મીરથી મંગાવવું જોઇએ, અથવા પ્રખ્યાત દવાખાનાઓમાં શુદ્ધ કેશર મોજુદ રહે છે ત્યાંથી ખરીદ કરવું જોઇએ. તે સિવાય અધર્મથી બચવાનો બીજો ઉપાયજ નથી. અમીર વર્ગને બાદ કરતાં જન સાધારણ માટે કેશરનો વ્યવહાર એકદમ બંધ કરવાથીજ પોતાનો ધર્મ સાચવી શકાશે. કેશરની ગંધ અને તેનો રંગ તથા રસાયનીક ક્રિયાથી તેનું પ્રથકકરણ કરી જોવાથી તેમાં મેળવેલી પાપરૂપ અપવિત્ર વસ્તુઓના મીલાવટની ખાત્રી થશે.

## વિલાયતી ખાંડ (વિદેશી ચીની)

જાનવરોનાં હાડકાં જેવાં કે ગાય, બળદ, સુઅર, માણુસ ઇત્યાદી પ્રાણીઓનાં હાડકાંઓના કોયલાની વિલાયતી ખાંડને સાફ કરી, સફેદ દુધ જેવા રંગની સાફ બનાવવામાં આવે છે એ વાત ઘણા માણુસોના જાણવા બહાર નથી. તે સિવાય લોહી (બ્લડ એલ્બુમેન)થી વિદેશી ખાંડને સાફ કરવામાં

આવે છે. આ વાતની ખાત્રી માટે ઉપર લખ્યા "એનસાઇક્લોપિડિઆ બ્રીટાનીકા" નામના પુસ્તકના ૨૨ મા ભાગના ૬૨૮ મા પેજમાં ખાંડ "રીફાઇનીંગ" અથવા સાફ કરવાના પ્રસંગમાં ઉપર લખેલી વાતનું ખુલાસાથી વિવેચન કરેલું છે તે વાંચવાથી થશે.

વિલાયતમાં દુધ ઘણુંજ મોઘું વેચાય છે, એક બાતલી દુધની દોઢ રૂપિઆથી કમતી મળી શકતીજ નથી. આપણા દેશમાં મીઠાઇ બનાવનારા સુખડીઆઓ, કંદોઇઓ અને હલવાઇઓ ખાંડ સાફ કરવા માટે તેની ચાસણી ચડાવી તેમાં દુધનો છંટકાવ કરે છે જેથી ખાંડની અંદરનો મેલ છુટો પડી ચાસણી ઉપર તરી આવે છે તેને ઝારા અગર ઝારીવડે જુદો કાંઢી લે છે. વિલાયતમાં ખાંડ સાફ કરવા માટે તેવીજ રીતે ચાસણી ચડાવી દુધને બદલે લોહીનો છંટકાવ કરવા કસાઇખાનાંઓમાંથી તાજું લોહી મંગાવી ચાસણીમાં છાંટવામાં આવે છે ને ઉપર તરી આવેલો મેલ અલગ કરી, ખાંડને સાફ કરે છે, આ રીતે ગાય અને ડુક્કરના લોહીથી સાફ થયેલી ખાંડ કુલ દેવ મંદીરોમાં નાત જાતની જમણવારોમાં, પરભાવનાઓમાં, બ્રાહ્મણ ભોજનમાં, દેવ પિતૃકાર્યમાં, અને ઓલીઆઓની દરગાહોમાં લેણી વેંહેંચવામાં આપણે હિંદુ મુસલમાન ભાઇઓ નહી અડકવા લાયક અપવિત્ર વિલાયતી ખાંડનો ખાવામાં છુટથી ઉપયોગ કરીએ છીએ તેથી સૌનો ધર્મ રસાતાળ ચાલ્યો જાય છે. વાંચો નીચે—

Sugar-(Vol-XXII Page 627.)

Uuder heading "Refining" we find that course seperated "on with Blood allumen" Page 628. "There are numerous method and subsidiary processes connected with Refining, and regarding which it is not possible here to enter into details" Encyclopedia Britanica-

# વિલાયતી મીઠું (નીમક.)

વિલાયતી નીમક પણ ખાંડના પ્રકરણમાં જણાવ્યા મુજબ હાડકાંઓના કોયલાથીજ સાફ (રિફાઇન) કરાય છે. તે સિવાય તેને સાફ કરવા માટે ગાય અને સુવરની ચરબીનો પણ ઉપયોગ કરવામાં આવે છે. તેમજ મજકુર પ્રાણીઓનું લોહી પણ નીમકમાં લાગે છે એટલુંજ નહી પણ તેમાં અપવિત્ર મળમુત્ર પણ મળેલું હોય છે.

તારીખ ૨૧ સપ્ટેમ્બર સને ૧૯૦૫ ના રોજ સુલતાન નામના જહાજમાં મોલવી અબુલ કાસીમ સાહેબે ઉતાવળમાં પોતાના સામાનનું પાકીટ નીમકના જથા ઉપર રાખી દીધું, બીજે દીવસે સવારે જેવું પોતાનું પાકીટ મોલવી સાહેબ લેવા ગયા ત્યાં નીમકમાં જહાજ વાસીઓએ મળમુત્રનો ત્યાગ કરેલો જોયો. મળવાળું નીમક તેમાંથી અલગ કાઢી લઇ કોઇએ ફેંકી દીધું નહી, પણ મીઠાના બહોળા જથામાં મળી જઇ મીશ્રણ થઇ ગયું. મોલવી અબુલ કાસીમ સાહેબ કલકત્તા નીમક મહલઘાટે ઉતર્યા હતા. મજકુર મોલવી સાહેબ પુરા એજ્યુકેટેડ બી. એ. પાસ થયેલા છે અને સુપ્રસિદ્ધ ધર્મચુસ્ત મોલવીઅબદુલ જબ્બરખાં બહાદુર પેન્શનર થયલા ડેપ્યુટી મેજીસ્ટ્રેટના પોતે જમાઇ અને ભત્રીજા થાય છે કે જેણે જહાજમાં વિલાયતી, નીમકમાં મળમુત્ર મળેલાં પોતાની આંખે જોયેલાં છે.

કોઇ પણ પ્રતિષ્ઠિત યા પદાધિકારી ઇંગ્રેજ બજારનું વિલાયતી (લીવરપુલનું) નીમક બીલકુલ ખાવાના ઉપયોગમાં લેતાજ નથી. તેઓને ખાવાનું નીમક ટેબલસોલ્ટની ડાબલીઓ ઉત્તમ રીતની જુદીજ આવે છે તેનોજ પોતે ખાવામાં ઉપયોગ કરે છે, ઇંગ્રેજો પોતે જે લીવરપુલ નીમકને મુદલ ખાતાજ નથીતે અશુદ્ધ મળ મુત્ર અને માંસ, ચરબી, લોહી અને હાડકાઓથી દુષીત થયેલું પાપરૂપ જહાજનું નીમક ભારતવાસી પોતાના ધર્મ કર્મનો વિચાર કર્યા વગર ખાધરૂપે છુટથી ઉપયોગ કરે છે. આપણી ભાર-

તવાસીઓની બુદ્ધિ મારી ગઇ છે કે ઉપર જણાવેલા પાપમય વિદેશી નીમકના પૈસા વિદેશ ફેંકી દઇ પાપરૂપ અપવિત્ર નીમક ખાઇએ છીએ.

વિલાયતી નીમકની અશુદ્ધતા માટે ચટગામ (ચીતાગોંગ) વાસી મુસલમાન ભાઇઓ કે જેઓ જહાજમાં કામ કરે છે તેઓ પણ સાક્ષી આપે છે. આશરે સાત આઠ મહિના પેહેલાં એક જણે કલકત્તાના બંગાળી ભાષાના હીતવાદી પત્રમાં વિલાયતી જહાજ નીમકની અપવિત્રતા માટે લેખ પ્રસિદ્ધ કરાવ્યો હતો; પણ આજ સુધીમાં તેનો પ્રતીવાદ કોઇ તરફથી થયો નથી.

## વિલાયતી કાપડ (વિદેશી વસ્ત્ર.)

હિંદુ શાસ્ત્રને આધારે કોઇ પણ ક્રિયામાં વિલાયતી કાપડ પેહેરવાના ઉપયોગમાં લાવી શકાયજ નહી તેનાં ખાસ કારણો—

કાપડ તૈયાર કરવા માટે પ્રથમ સુતરને ગાય અથવા સુવર વિગેરે જાનવરોની ચરબીની કાંઇ રૂપે ખલ યા આર ચડાવવામાં આવે છે. આવી આર ચડાવેલા સુતરને વણાટના કામ માટે ઉપયોગમાં લેવાય છે તેના પ્રમાણરૂપે કારણો નીચે વાંચો—

આ વિષય માટે વસ્ત્ર વિદ્યા વિશારદ ઇંગ્રેજ ગ્રંથકાર માર્સડેન (Marsden) સાહેબે જુદી જુદી સાત રીતીઓ સુતરને ચરબીના આર ચડાવવા માટે વર્ણવેલી છે. તેમાં દરેક રીતમાં "ટાલો" એટલે ચરબીના મીશ્રણનો ઉપયોગ સુચવેલો છે. ટેલર (Taylor) સાહેબના લેખમાં પણ ચરબીની આર (ટાલો) નો ઉપયોગ બધી રીતીઓમાં જણાવેલો છે. કાપડ બનાવવાના સુતરને પ્રથમથી ચરબીની આર ચડાવવાનું મુખ્ય કારણ કાપડને કુમાશવાળુ અને મુલાયીમ અને સુંદર દેખાવનું ચકચકીત કરવા માટે છે. તેમજ સુતરને ઉપર જણાવેલી ચરબીની આર દઇ નરમ કર્યા વગર તે વણાટમાં વણવાના કામને લાયક ઉપયોગી થઇ શકતું નથી. પ્રસિદ્ધ હ્યુમની (Hugh Monie) સાહેબ "Sizing Ingredients" નામના

પોતાના પ્રમાણ્યુ પુસ્તકમાં જેટલા પ્રકારની કાપડ વણવાની રીત વર્ણન કરેલી છે તેમાં પણ સ્પષ્ટ રીતે ઉપર જણાવેલી ચરબીની આર (ટાલો)ની વિગત આપેલી છે. સદરહુ થ્રુમની સાહેબનું ઉપર લખ્યું ઇંગ્રેજી પુસ્તક હેઉડ સાહેબે મેનચેસ્ટરમાં છાપી પ્રસિદ્ધ કરેલું છે. તેમજ વળી થ્રુમની સાહેબ "Cotton and the Cotton fibre" Cotton Spining and Weaving" Engineer's, Examination Hand book" ઇત્યાદીનો કર્તા છે.

"ટાલો" એ શા ચીજ છે? શેનો અને શા રીતે તૈયાર કરવામાં આવે છે? અને શા માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે? અને ચરબીની આરનો "ટાલો"ની આર સુતરને ચડાવ્યા વગર કપડાં શામાટે તૈયાર થતાં નથી? તેનાં ખુલાસાવાર કારણોનું ઉપર જણાવેલા ઇંગ્રેજી પુસ્તકના ૬૪ મા પેજમાં અને તે સિવાયના બીજા ઘણા પેજોમાં જુદી જુદી જગોએ વિસ્તારપૂર્વક વિવેચન કરેલું છે.

talow * * * is the conerete fat of animals its composition being solid fat and Oil.

આ ચરબીના આર સુતર નરમ કરવા માટે અને કાપડ કુમાશદાર મુલાઇમ બનાવવા માટે ઉપયોગમાં લેવાય છે. આ ચરબી ગાય, બેલ, અને સુવર સિવાય બીજા કોઇ જાનવરોની હોતી નથી. આપણા દેશમાં કાપડ વણાવટના કારખાનાંઓની મીલોમાં ચરબીને બદલે એરંડીકું તેલ કામમાં લેવાય છે. ચંદ્ર નગરમાં એક કાપડની મીલ છે તેના માલીક મીસ્તર બટોક્રીસ્ટોઘોશ મહાશયને એ વિષે પુછપરછ કરતાં તેના જવાબમાં ઘોશ મહાશયે લખ્યું છે કે—સુતરને જે આર ચડાવવામાં આવે છે તેમાં ચરબીનું મીશ્રણ કર્યા વગર સુતર નરમ અને કુમાસદાર થઇ શકતું નથી. પણ અમારા કારખાનાના વણકર લોકોએ ચરબીને અડવાની ના પાડવાથી હમો એરંડીના તેલથી કામ ચલાવીએ છીએ. એ રીતે

ચરબીના ઉપયોગ માટે તજવીજ કરવાથી હજારો પ્રમાણ જાણવામાં આવે છે.

કલકત્તા બરા બજારમાંથી વિલાયતી કાપડ આયાત કરતી એક કાપડ પેઢીમાંથી એક ટુકડો મંગાવી પરિક્ષા કરવામાં આવી હતી. રસાયનિક ક્રિયાથી પ્રથક્કરણ કરી પરિક્ષાને અંતે તેમાં ચરબી મિશ્રીત છે એ વાત સિદ્ધ થઇ હતી અને હાલમાં વર્તમાનમાં પણ વિલાયતી કોઇ પણ કાપડ ચરબીની આર ની મીલાવટ વગરનું ક્યાંઇ પણ મળી શકતુંજ નથી. માટે ઉપર જણાવેલું ગાય, ડુક્કર આદીની ચરબી મિશ્રીતનું વિલાયતી વિદેશી કાપડ પુજા અગર શ્રાદ્ધમાં ઉપયોગ લેવા લાયક નથી. તાત્પર્ય મહા પાપરૂપ કલુષિત વિલાયતી કાપડ અડવાને પણ યોગ્ય નથી.

એક નેક મુબારક મોલવી સાહેબનો અભિપ્રાય–કાવ્ય વિસારદ મહાશયે જે હકીકત પ્રગટ કરી છે તેથી માલુમ પડે છે કે સુવરની ચરબીની મીસાલ (મીલાવટ) વગરનું વિલાયતી કાપડ મળી શકતું નથી, માટે વિલાયતી કાપડ પેરીને નિમાજ પઢવા આદીની ધર્મ ક્રિયા કરી શકાય નહી એટલુંજ નહી પણ પવિત્ર મસજીદમાં પ્રવેશ કરવા વખતે ઇસ્લામી (મુસલમીન) ભાઇઓએ પોતાને શરીરે વિલાયતી કાપડ પેહેરીને મસજીદમાં જવું મુનાસીબ નથી. તેમજ મરેલા માણસોને કફનને માટે પણ વિલાયતી કાપડ અડકવા લાયક નથી. વિલાયતી કેશર (જાફરાન) વિલાયતી ખાંડ, અને વિલાયતી નીમક પણ મુસલમીન ભાઇઓને હરામ છે.

(સહી) મહમદ આકરામખાં

ગવર્નમેન્ટ મદ્રેસાના એરેબ્બી ભાષામાં સર્વોચ્ચ

સર્ટિફિકેટ પ્રાપ્ત મૌલવી.

# હીંદુસ્થાનનો ઉદય થાવા માટે શું કરવું જોઇએ.



સ્વદેશ બાંધવો આ શબ્દમાં હીંદુસ્તાનમાં રહેનારા હીંદુ મુસલમાન પારસી દરેકનો સમાવેશ થાય છે ભાઇઓ આપણે હાલ જે દુખ દરીયામાં ડુબી ગયા છે તેનું મુળ કારણ કુસંપ છે, માટે તે કુસંપનો સદાને માટે ત્યાગ કરવો જોઇએ તે કેવી રીતે કે આપણો કોઇપણ દેશીભાઇ આપણને કોઇ જાતની નુકસાની કરે અથવા આપણને ગાલ દેય અથવા આપણું કોઇ પણ રીતે અપમાન કરી પૈસા પચાવી જવાની ઇચ્છા રાખતો હોય તો પણ આપણે કોરટની અંદર આપણો કજીઓ લઇ જવો નહીં પણ નમીને માર્ગ દશ પાંચ માણસો આપણી ન્યાતમાં ભેગા કરી ન્યાય કરાવવો જોઇએ પરંતુ કોરટમાં કોઇ કાળે જવું નહીં કારણ કે કોરટ ખાતાં આપણાં લાખો રૂપીયા પરદેશ ખાતે જતા રહે છે અને બે બીલાડીના કજીઆમાં [illegible] જાય તેવી હાલત આપણી થાય છે. બીજું આપણે જે જગ્યાએથી ચાલ્યા જતા હોય અને રસ્તામાં બે અણસમજુ માણસો લડતા હોય તો તેઓને સમજાવી સમાધાન કરવું પણ કોરટમાં જવા દેવો નહીં એ પણ એક દેશની ભકતી છે અને તેથી દેશમાં દર વરસે કરોડો રૂપીયા બચી જવાનો સંભવ રહે છે બીજું કોઇ ન્યાત યા ધર્મનાં કામ માટે પણ કોરટમાં કોઇ કાલે પણ જવું નહીં આપણે જે આજ દુરદશા ભોગવીએ છે અને પરદેશીની તાબેદારીમાં સપડાઇ ગયા છે. તેનું કારણ હીંદુ મુસલમાન કજીયા છે અને તે કજીયા અને મતફેર હીંદુસ્તાનમાં ન હોય તો ત્રીસ કરોડની મોટી વસ્તી ઉપર ત્રણ લાખ પરદેશી રાજ ચલાવી શકે નહીં માટે આપણે હીંદુ મુસલમાન વચ્ચે મતભેદ ન પડે તેવો બંદોબસ્ત કરવા જોઇએ હંમેશાં હીંદુ સામે થાય છે

તો મુસલમાનોને ઉશ્કેરી મુકવામાં આવે છે અને મુસલમાન સામે થાય છે તો હીંદુઓને ઉશ્કેરી મુકવામાં આવે છે એવી રીતે તુંબડા લડાવી બેય પક્ષને નબળા પાડી પોતાનું બળ ટકાવી રાખનાર આ પરદેશી સત્તાવાળાઓ છે અને તેમ તેઓ ન કરે તો હીંદુસ્થાન ઉપર તે લોકો કદી પણ રહી શકે નહીં તે હવે પછી ભુલવું જોઇતું નથી મુસલમાનો હીંદુસ્થાનમાં એક હજાર વરસ થયા આવ્યા છે અને પારસીઓ સાડાબારસો વરસ ઉપર આવ્યા છે માટે પારસી હિંદુ અને મુસલમાન સગાભાઇઓ છે અને તે ભાઇઓની લડાઇમાં ત્રસ્ટીઓ નીચાલ થઇ જઇ ભાઇઓ ભુખે મરતા થઇ ગયા છે. આ બાબત ભુલવી જોઇતી નથી હવે મહારા વિચાર સ્વદેશી ઉપર લઇ જાઉંછું

## સ્વદેશીથી શું ફાયદા થાશે

આપણે હાલ જે દુરદશા ભોગવીએ છીએ તેનું કારણ પરદેશી વસ્તુ છે અને તે પરદેશી વસ્તુ વાપરવાથી આપણાં કરોડો માણસો અનાજ વીના ભુખે મરતા થઇ ગયા છે અને કરોડો નીરધન હાલતમાં મુકાઇ ગયા છે અને હજી પણ પરદેશી વસ્તુ ચાલુ રહેશે તો હિંદુસ્થાનનાં જે પૈસાવારા ગણાય છે તે પણ નીરધન થઇ જશે અને નીરધન છે તે ભીખારી હાલતમાં મેલાઇ જાશે કારણકે જે દેશ હુન્નર વીનાનો હોય છે તે દહાડે દહાડે ઘસાતો ઘસાતો જમીન દોસ્ત થઇ મરણ પામે છે.

કોઇ સવાલ કરશે કે પરદેશી વસ્તુ વાપરવાથી નીરધન કેમ થવાય તો તેનો જવાબ સહેલો અને સરસ છે પરદેશી વસ્તુ વાપરવાથી દેશનાં કારીગરો ધંધાવીનાનાં થઇ ગયા અને કારીગરો ધંધાવીનાનાં થઇ ગયા એટલે આપણાં વેપાર ધંધા મંદા પડી ગયા અને વેપાર ધંધા મંદા પડી જવાથી આપણો પૈસો પરદેશ જવા લાગ્યો અને આપણે નીરધન ધંધા વીનાનાં કંગાલ થઇ ગયા અગાઉ આપણાં બાપદાદા દેશી વસ્તુ વાપરતા હતા તે

વખતે કોઇ પણ ધંધાવીનાનો ન હતો તેમ ભીખ માગી ગુજારો કોઇને ક-રવો પડતો હતો નહી તેમ જીન્દગી લગણ ગુલામગીરીના બંધનમાં બંધાઇ રહેતા ન હતા પણ દશ અથવા વીસ વરસ ધંધામાં રોકાઇ બાકીની જીન્દ-ગી ધર્મ સાધનામાં ગાલી માણસ તરીકેનું સુખ ભોગવતા હતા તેવું સુખ હાલ આપણે ભોગવતા નથી પણ જન્મથી તે મરણ લગણ ગુલામી કરીએ છીએ.

સ્વદેશી વસ્તુ વાપરવાથી દેશની અંદર ધંધા રોજગાર ચાલુ થાય અને હજારો માણસો ધંધે લાગી પોતાનું પેટ ભરીને બેટાણા સુખેથી જમે અને આપણે જે હાલ ૨૫-૫૦ નાં પગાર ભોગવીએ છીએ તે આપણે પાંચસો અને હજારનાં પગાર ભોગવતા થઇએ અને જે આપણે ૧૨-૧૪ કલાક કામ કરીએ છીએ ને જેટલું કમાઇએ છીએ તેનાં કરતા દશગણું કમાતા થઇ ફક્ત ૩-૪ કલાકજ કામ કરવું પડે અને અરધી જીન્દગી સુખની અંદર ગાળી સકીએ જે ઠેકાણે હાલ આપણે કોલરને નેકટાઇ નાખીએ છીએ તે ઠેકાણે આપણા બાપદાદા સોનાનાં અને હીરાનાં ગંઠા પહેરતા હતા અને જે જગ્યાએ આપણે કપવારા ખમીસ પેરીએ છીએ તે જગ્યાએ આપણા બાપદાદા એક શેરની સોનાની કડલીઓ પહેરતા હતા અને જે જગ્યાએ આપણે લાકડી લઇને ફરીએ છીએ તે જગ્યાએ આપણા બાપદાદા સોના અને હીરાની મુઠવારી શમશેર હાથમાં લેતા હતા દેશી વસ્તુનો આ પરતાપ હતો અને પરદેશી વસ્તુનાં આ બુરા હાલ તમારી નજરે પડેછે છતા પણ પરદેશી વસ્તુનો જો તમો ત્યાગ નહીં કરો તો તમારા જેવા મુરખ આ દુન્યામાં બીજા એકેય નથી તેવી તમેજ સાબીતી આપો છો અગાઉ તમારા દેશમાં જે હીરા માણેક પાના અને સોનાં ચાંદી હતા તે તમો પરદેશી માલ વાપરવા લાગ્યા ત્યારથી તમો કંગાલ થતા ગયા અને કંગાલ થતા ગયા તેમ તમારે વેચવા પડયા તથા તમોને લોભાવીને વેચાતા લઇ લીધા અને તે નાણુા તમારી પાસેથી લઇ

લેવાને વીયાજમાં લોભાવી તમોને નોટોનાં કાગલીયા આપ્યા કે ભવીશમાં હીંદુસ્થાનનાં કામમાં અથવા ધંધા ધાપા ખીલવવામાં બાહુબલ ખીલવવાને ત્યા તમારા ભાઇઓને મદદ આપવાને પણુ કામ લાગ્યા નહીં અને તમારા વારસની ગેરહાજરીમાં તમારા વારસ પણુ પરદેશીઓ થયા આ રીતે હીંદુસ્થાનની લક્ષ્મી પરદેશ ખાતે ચાલી ગઇ અને હીંદુસ્થાન કંગાલ થઇ ભીખ માગવાને પણુ પાછીપાની ભરતો નથી.

## હુવે તમારામાથી બલ ગયું તેનું શું કારણ.

ત્રીસ કરોડ ઉપર રાજ્ય કરવાને અને નવા નવા કાયદાથી હીંદુસ્થાનને બાંધી લઇ દરેક બાબત કબુલ કરાવવાની નેમથી હથીયાર બંદીનો કાયદો હીંદુસ્થાન ઉપર લાગુ પાડી હથીયારો છીનવી લેવામાં આવ્યા કે જેથી તમારા ઉપર જે કાંઇ કરે તે તમારે મુંગે મોઢે કબુલ કરવું પડે અને તમારી પાસે હથીયાર નહોવાથી તમે સાંમા થવાને શકિતવાન થાવ નહીં બીજી યોજનાં તે કરવામાં આવી કે જે દેશ તાકાત વારો હોય તે દેશમાં પાણીની નેહરો બાંધી તેની અંદર સુરોખાર નાખી અને તમોને બળ હિણુ કરવામાં આવ્યા કે જેથી તમે લાકડી ઉપાડવાને પણુ શકિત વાન થાવ નહીં ત્રીજી યોજના એ કરવામાં આવી કે તમારામાં વીર્ય બળની અને જ્ઞાન તંતુઓની ખીલવણી ન થઇ શકે અને તમારા જોબન ખીલી તમો તાકાતદાર ન થઇ શકો માટે તમોને ચાહાના વ્યસની કરી એકદમ હીંદુસ્થાનમાં ચાહાનો પ્રચાર ચાલુ કરી દીધો કે જેથી તમારી પ્રજા બળહીણુ પેદા થાય ચાહ એકદમ ચાલુ થઇ અને તમોને ચાહ વીના ન ચાલવા લાગ્યું ત્યારે તેના ઉપર ભારે કર નાખી તમારી લક્ષ્મીને તે રીતે પરદેશ લઇ જવામાં આવી છે માટે તમારે દેશી અથવા પરદેશી પણુ ચહા વાપરવી વાજબી નથી ચાહા વધારે અને ઓછી પીનારા હમેશાં ડાકટરની દવાથીજ નભી શકે છે અને વરસમાં બે ત્રણુ ચાર વાર ડાકટરની

મુલાકાત લેવી પડે છે દેશી ચહા પીવાથી પણ પરદેશ ખાતે પુસકલ પૈસો ચાલ્યો જાય છે આપણને ગોવધ કરી બળહીણ કીધા છે.

તમોને બલહીણ કરવાને તથા તમારા લાખો રૂપીયા વીલાયત ખાતે લઇ જવાને બીજો પ્રયત્ન એ કરવામાં આવ્યો છે કે ગાયોને મારવાનું સરૂ કરી મુસલમાન ભાઇઓને એવી રીતે સમજાવ્યા કે એ તમારી ખોરાકી છે અને એજ રીતે તમો હીંદુઓને તમારા તાબામાં કરી શકશો આવી રીતે સમજાવી ગોવધ ચાલુ કરી તમારી હમેશની ખરી ખોરાકી ઘી અને દુધ કે જે તમારા બાપદાદા રોજ શેર શેર ઘી અને ચાર ચાર શેર દુધ પીઇ સોને ડોઢસો વર્ષની જીન્દગી ભોગવતા હતા અને બહાદુરીથી ચડાઇઓમાં જઇ જય મેળવતા હતા તે બલ તમારામાંથી નસ્ટ કરવાને માટે ગોવધ ચાલુ કર્યો છે જેથી હીંદુ અને મુસલમાન બને આપણી અસલ ખોરાકીથી બેનશીબ થઇ ગયા છે.

અને બીજું કારણ એ છે કે જો સો બસો વર્ષ એટલોજ ગોવધ ચાલુ રાખશે તો આપણાં હીંદુસ્થાનમાં બળદો મલશે નહીં અને ખેતરો ખેડાશે નહીં એટલે આપણા ઉપર એવો બોજો નાંખવામાં આવશે કે હવે તમો કોશ માટે તથા ખેતરો ખેડવા માટે મીસીનો મગાવો અને આપણે તેમ કરવું પડશે માટે હવે હીંદુ મુસલમાન સંપ કરી ગોવધ કરો નહીં તો તમોને લાખો ને કરોડો રૂપીયા હાથે કરીને તમારે આપી દેવા પડશે આ રીતે પઇસા લઇ જવાની ચાવી રચી છે.

ગોવધ થવાથી હાલ આપણા સેકડો ખેતરો ખેડા વીનાં પડયા રહે છે જેથી કરી હાલ તમોને સુકાળ હોય તોપણ અનાજ મોંઘું મલે છે અને વળી તમારે ત્યાંથી અનાજ પરદેશ ખાતે જાય છે એટલે ઘરનાં છોકરા ઘંટી ચાટે ને પાડોશીને આટો હાવી હાલત તમારી થાય છે તમારા દેશમાં જ્યારે ગોવધ ન થાતો ત્યારે એટલું અનાજ પાકતું કે તમારે ત્યાં દશ દુકાળ પડે તોપણ અનાજ ખુટતું હતું નહીં પણ હાલ

તો હજી દુકાળ ન પડે તેની પહેલા તો એક્નાં દોઢા થઇ જાય છે.

આટલો ગોવધ મુસલમાન રાજાઓ કરતા નહીં પણ તે તો પોતાના દેશની હાલત સમજતા હતા દેશી રાજાઓ આ દેશ પોતાનો છે તેવું સમજતા હતા તેવું પરદેશીઓ શમજતા નથી અને સમજે પણ નહીં તે તો તેમ સમજે કે પઇસો આપણે ત્યાં કેમ આવે છે. દેશી રાજાઓના વખતમાં તમારા હુન્નર ઉદયોગ છીનવી લેવામાં આવ્યા હતા નહીં તેમ તમારી ગરદનો માજીસ્ટ્રેટનાં હાથમાં મુકવામાં આવતી નહીં પણ પોતેજ ન્યાય કરી ઇન્સાફ આપતા હતા. દેશી રાજાઓ પાસે તમારે કોઇ પણ અમલદારને વાસ્તે ફરીયાદ કરવી હોય તો તમો હાથોહાથ અરજી આપી શકતા હતા તેવું હાલ સરકાર બહાદુરનાં રાજમાં કાંઇ પણ જોઇ શકતા નથી તમારા ઉપર કોઇ પણ અમલદાર જુલમ કરતો હોય તો તે અરજી તમારે તેનાં ઉપરીને કરવી પડે અને તે બીજાને અને બીજો ત્રીજાને કરે ત્યાં તો તમારા ઉપર દુખનું વાદળ આવી પડે અને તમો દટાઇ જાવ હવે તમારા ઉપર કોઇ પણ જાતની સરકાર તરફથી આફત હોય તો તમો પ્રાંતનાં સાહેબને ફરીયાદ કરો પ્રાંતનો સાહેબ મુંબઇ ગવરનરને કરે મુંબઇ ગવંડર વાઇશ્રાયને કરે વાયશ્રાય પ્રધાનને કરે પ્રધાન પાર્લામેંટને કરે. અને પારલામેંટમાં પસાર થાય પછી ઠેઠ સેહેનશાહ એડવર્ડ પાસે જાય, ત્યાં તો બાર માસ અને બે વરષ ચાલ્યા જાય અને તમો કચડાઇ છુંદાઇને રામદુવાર પુગી જાઓ કે જાહાનમની ખાડીમાં તેનો ભાવ કોઇ પુછતું નથી આવા ન્યાય મુસલમાન બાદશાઓ કરતા હતા નહીં પરંતું આપણી સાથે વાત કરી સંતોષ આપતા હતા.

આપણે આપણા પૈસા ઇંગ્રેજોને સોંપી દેવા જોતા નથી.

આપણે આપણાં પૈસા ઈંગ્રેજને સોંપી કોઇ ખાતા ખોલીએ છીએ તેથી તે ખાતાનો લાભ આપણે અને આપણી કોમ મેલવી શકિત નથી અને

જે ઇચ્છાથી કામ કરવાને આપણે નાણાં આપીએ છીએ તે નેમ પાર પડી શકિત નથી તેનાં દાખલા હું આપને નીચે ટાંકી બતાવું છું આપણાં માનવંતા શેઠ ગોકલદાશ તેજપાલે મોટી રકમ સરકારને સોંપી ઇસ્પીતાલ બનાવેલી છે તે ઇસ્પીતાલનો જેવો જોઇએ તેવો ઉપયોગ થતો નથી. તે અરસ્થે આ ઇસ્પીતાલ આપણાં ભાઇઓને લાભ મલી શકે અને આપણાં દુખી માણુસો તેનો આશ્રય લઇ તંદુરસ્ત થાય તેને માટે આસ્પીટાલ બંધાવામાં આવી છે પણ તેનો લાભ જેવો જોઇએ તેવો આપણા લોકો મેલવી શકતા નથી એક વખત હું તે આસ્પીટાલ તરફથી રવાના થતો હતો અને તેની અંદર એક મારવાડી દક્ષીણથી વેપારને અર્થે મુંબઇમાં આવતા તબીયત બગડી જવાથી આવીને જમીન ઉપર ધુળમાં પડેલો ગોથા મારતો હતો છતા પણ આસ્પીટાલમાં દાખલ કરવામાં આવ્યો નહીં ત્યારે મેં ડાકટરને કહીયું કે ઉસકું કીયું દાખલ નહીં કરતાહે ત્યારે તેના જવાબમાં કહીયું કે હમ નહીં દાખલ કર શકતાહે આવા મરણ તોલ પડેલાને પણ આ આસ્પીટાલ કામ લાગતી નથી શું આવી નેમથી આપણા માનવંતાએ પૈસા આપ્યા હશે બીજો દાખલો સુરતમાં એક નામીચા ઝવેરીએ એક મોહોટો ઝાહેર હોલ બંધાવી ઝાહેર પ્રજાના લાભને માટે અને લોકોને જાહેર મેલાવડા કરવા તથા ભાષણો કરવાને માટે આ હોલ અરપણ કરવામાં આવ્યો છે છતા પણ થોડા વખત ઉપર સ્વદેશી વીષય ઉપર ભાષણ આપવા ને ઘણાલોકોએ કહીયું છતા તે હોલ ત્યાંનાં યુરોપીયન અમલદારે આપ્યો નહી આજ રીતે આપણે આપેલા નાણાંથી કરેલી કોઇ પણ ખાતાની વ્યવસ્થા આ રીતે થાય છે માટે આપણે દરેક ખાતાનો હક આપણી પોતાની પાસે રાખવો જોઇએ પણ સરકારને સોપવો જોઇતો નથી.

ત્રીજો દાખલો આપણાં પૈસાથી ચાલતી ઇસ્કોલનો છે તે દરેક જાણે છે આપણાં નાણાથી હાલ ઇસ્કોલની અંદર અમલદાર યુરોપીયન હોવાથી ત્યા તે સરકારને સુપ્રત કરેલી હોવાથી તેની અંદર છોકરાઓને વંદેમાતરમ

બોલવા દેવામાં આવતા નથી તથા સ્વદેશી જુસો ડાબી દેવામાં આવે છે જેથી આપણાં બચાઓ પોતાનું હીત શું છે તે શમજવાને અશકત રહે છે અને પોતાનું હીત ભવીશને માટે કરી શકતા નથી અને યુરોપીયન પ્રીન-સીપાલનાં દોરવા પ્રમાણે દોરાઇ જાય છે.

આજ રીતે આપણાં પૈસા પારકાનાં હાથમાં સોપી દેવાથી હીતને બદલે અણુહીત થાય છે માટે પોતાનાં પૈસાની વ્યવસ્થા દરેકે પોતાનાંજ હાથમાં રાખવી જોઇએ આપણે આપણાં હાથે ખાતા ચલાવતા નથી તેથી તે લોકો કહે છે કે હીંદુસ્થાનનાં પૈસાવાળાઓ તો સાવખેટ નીરમાલ છે અને પોતાનાં ધનની વ્યવસ્થા પણ કરી શકત્તા નથી આવા આપણાં ઉપર પૈસા આપવા છતા કલંક લાગે છે તે ખરેખર દીલગીરી ભરેલું છે માટે તે કલંકમાં હવે પછી ફસાવું જોઇતું નથી.

હવે તેવો એ પરદેશી માલ કેવી રીતે ચાલુ કર્યો તેનું તમોને ભાન કરાવું છું પરદેશી માલ ચાલુ કરવા માટે અને પોતાનો ધંધો ખીલવવા માટે દેશી કારીગરોની ઉપર જુલમી કાયદા દાખલ કીધા અને તે કાયદાને આધીન ન થયા તેઓના ઘરબાર લુટી લઇ જેલમાં જન્મ ટીપની સજાથી નાખી દીધા અને બળવાન માણસોને ફાંસી ઉપર વગર કાયદેસીર ચઢાવી દઇ તેઓના કુટુંબને રખડતા મુકી કરોડો રૂપીયા લુંટી લીધા અને કારી-ગરોના હાથ પગ કાપી નાખયા આ રીતે દેશીમાલ બંધ કરી વીલાયતી માલ ચાલુ કરવામાં આવ્યો છે હીંદુસ્થાનથી જે માલ વિલાયત જાતો તે માલ બંધ કરવાને માટે હિંદુસ્તાનના માલ ઉપર સેકડે સાઠ ટકા જકાત નાખવામાં આવી હતી અને જે માલ વીલાયતથી હીંદુસ્થાનમાં આવતો તેના ઉપર ફકત સાડા ત્રણ ટકા જકાત નાખવામાં આવી તે જકાત હાલ પણ ચાલુ છે.

હવે હીંદુસ્થાનમાં આપણે સ્વદેશી હીલચાલ કરવા લાગ્યા અને દેશી માલ ચાલુ કરવા લાગ્યા ત્યારે વીલાયતની પારલામેન્ટે કારખાનાવાળાઓને ડાંભી દેવા

માટે કમીશન નીમી હીંદુસ્થાનમાં મોકલ્યું કે કારખાનાનાં મજુરો સુખી છે કે દુખી કેવા વીલાયતવાળા દયાળુ છે તે ધ્યાનમાં રાખવાનું છે જે લોકો ભુખે મરે છે ખાવાનું મલતું નથી તેના કરતા તો કારખાનાનાં મજુરો સુખી છે પણ તેઓ સુખી દુખીની તપાસ કરવાને આવ્યા નથી પણ તેની નેમ એવી છે કે જો આપણે કારખાનાઓ ઉપર બોજો નાખશું તો કોઇ પણ કારખાના કાઢશે નહી અને કારખાના નહી નીકળે તો દેશી માલ ચાલુ થશે નહી અને દેશી માલ ચાલુ થાય નહીં તો પરદેશી માલ આટલોને આટલોજ ચાલે આવી નેમથી વીલાયતવાળા દયાળુ છે તે સાબીત થાય છે હવે આપણે શું કરવાનું છે કે આપણા ઉપર ચાય તેવો જુલમ થાય આપણા ઉપર ચાય તેવા પ્રહાર થાય અને આપણને ચાય તેવા દાબી દેવામાં આવે તો પણ આપણે પાછી પાની ભરવી નહીં અને વીલાયતી માલને હાથ ધરવો નહીં ચાય તેટલો મોંઘો મલે તોપણ દેશી ચીજ વાપરવી પણ વીલાયતી વાપરવી નહીં જેમ જેમ વધારે દેશી ખપશે તેમ માણસોની ખપતી વધશે અને માણસોની કીમત વધશે દેશી ચીજ સોંઘી મલશે અને જે દુખ તમો ભોગવો છો તે તમારા કોઇ પણ કુટુંબી ભોગવશે નહીં અને તમારી હવે થતી પ્રજા અમેરીકન પ્રજા જેવી કરોડપતી થઇ એક મહાન હીંદુસ્થાન કહેવાશે એજ આટલું કહીયા પછી તમારૂં ધ્યાન નોટ ઉપર ખેચવા માંગું છું.

ભાઇઓ આજકાલ આપણાં લોકો કે જે પૈસાવાળા છે તે એટલા આળસુ અને અવીસવાસી થઇ ગયા છે કે જેથી કરી તેમાનાની કેટલાકોની અકલ પણ મારી ગઇ છે તે કેવી રીતે કે પોતાનો પૈસો પોતાના દેશમાં ન રોકતા પોતે ધંધો ન કરતા પોતાના ભાઇઓને નાણાં ન ધીરતાં અને દેશના હુનર ઉદયોગની ખીલવણી ન કરતા ફકત પેટ ભરાની માફક પોતા પાસે હજારો અને લાખો રૂપીયા છતા પણ ફકત વીયાજથીજ ગુજારો કરી પોતાનુંજ પેટ ભરે છે તેવી મનની નીરબળતાથી પોતે કોઇ કામ કરી

શકતા નથી જે પૈસો સાડા ત્રણ ટકાના વ્યાજમાં રોકે છે તે પૈસાનું કોઇ જાતનું કારખાનું કાઢતા હોય તો તેની અંદર એક તો પોતાનાં હજારો દેશી નભે અને બીજું પોતે જે સાડા ત્રણ ટકાનું વ્યાજ કમાય છે તેને બદલે દશ અને બાર ટકા પેદા કરે અને જે હજારપતી ગણાય છે તે લાખો પતી થાય અને લાખો પતી ગણાય છે તે કરોડો પતી થાય અને પોતાની હવે પછીની પ્રજા કોઇ કાલે ધંધા વીનાની અને નીરધન થાય નહીં પણ જેવી પીટીટની પ્રજા અને ટાટાની પ્રજા સુખ ભોગવી કરોડો પેદા કરી લાખો માણસોનાં ગુજારા કરે છે તેવી થાય પણ આપણે નજરે જોઇએ છીએ કે જે લોકો લખોપતી હતા તેનાં છોકરા હાલ ભીખ માગી અને નોકરી કરી માહામુશીબતીથી ગુજારો કરે છે તેવા હાલ જો દેશમા નાણું રોકી કારખાનાં ખોલતા હોય તો થાય નહીં કારણ કે દેશનો પૈસો દેશમાં રહે છે અને તેની વ્યવસ્થા પણ પોતાનાંજ હાથે થાય છે અને પૈસો પણ વધતો જાય છે પણ ઘટવાનો સંભવ રહેતોજ નથી આજ રીતે જો તમારા ધર્મ ખાતાનાં અને ફંડોનાં નાણાની વ્યવસ્થા થાતી હોય તો પણ સારૂં છે કારણ કે એક ફંડ જેના નાણાથી ચાલતું હોય અને તેના પુત્ર અને પરીવાર બુરા હાલે ભીખારી થઇ ગયા હોય તો પણ તે નાણાં તેઓને મદદ કરી શકતા નથી પણ જો તે નાણાં કોઈ સારા ધંધામાં અથવા કારખાનાઓમાં રોકવામાં આવતા હોય તો તે કારખાનાઓમાં નાણાં ભરનારના પુત્રને સારી જગ્યા મલી શકે અને બાપદાદાની અરીયાદા જલવાઈ શકે પણ નોટમા રોકેલા હોય તો તે માણસોને મદદ મલવા સંભવ રહેતો નથી વળી પરદેશમાં પૈસો હાથે કરીને આપવાથી મદ્રાસમાં આરબુથ નોટની પેઢી બુટી પડવાથી જેવી સ્થીતી મદ્રાસીઓની થઇ તેવી તમારા પણ થાવામાં કાંઇ તફાવત રહેશે નહીં આ શબ્દ વીધાત્રાનાં છે તેવા તમારા રદયમાં લખી રાખશો વળી નોટમાં નાણાં રોકોછો તે તમારી નિરબળતા છે તે તમોજ ખાતરી કરી આપો છો કે તમો વેપાર કર-

વાને પણ શકતીવાન નથી જેથી કરીને દર વરશે અઢી ત્રણ ને ચાર કરોડ ની નોટ અને લોન કાઢી તમારી પાસેથી નાણાં લઇ જાય છે અને તમારી મુરખાઇથી તમો આપોછો તે નાણું કાંઇ ત્યાં અનામત રાખી તમોને વ્યાજ આપવામાં આવતું નથી પણ તે નાણાં તો દર વરશે લશકરને પગારમાં આપી દેવામાં આવે છે તથા મનવારો અને દારૂગોળા અને તોપો બનાવવામાં આવે છે તેથી ભવીશમાં તમો માગો ત્યારે મલે કે નહીં તે વીચાર કરવાનું તમારા હાથમાં હું સોપું છું તમો જે નોટો વેચો છો તે નાણાં કાંઇ સરકાર આપતા નથી પણ વસ્તીમાંજ વેચી ખાવાનો હક છે અને વસ્તી ન લેય તો તમારી સું હાલત થાય તેનો તમોજ વીચાર કરજો હવે હું ન્યાય વીશે લખુ છું ભાઇઓ જ્યારે હમે સ્વદેશી હીલચાલ અને બોયકોટ વીશે વાત કરીએ છીએ અને ભાષણો કરીએ છીએ ત્યારે ઇંગ્રેજના પહેલા ખોળાનાં પુત્રો કહે છે કે ઇંગ્રેજ જેવા ન્યાઇ હીંદુસ્થાનમાં કોણ છે અને તેવો ન્યાય કોય પણ રાજાઓ કરતા ન હતા પણ દેશીરાજાઓ જુલમી હતા આમ બોલનારા કેટલા મુરખ છે કે તેઓ ઈતીહાસ વાંચીને પોતે ભણેલા છે તેવી વાતો કરે છે પણ સમજતા નથી કે જે તમો ઇતીહાસ ભણ્યા છો તે ઇતીહાસ લખનાર અને પસાર કરનાર કોણ છે તેનો ખ્યાલ કર્યા પછી વાત કરો તો સારૂં ઇંગ્રેજ લોકોએ ઇતીહાસોમાં એવી રીતના લખાણો લખી તમારા મગજમાં ઠસાવી દીધા છે કે જેથી કરીને તમોને દેશી રાજાઓ ઉપર ક્રોધ અને ધીકાર ઉતપન થાય અને પોતા ઉપર ભકિતભાવ ઉતપન થાય તે રીતે જો તેઓ ન લખતે તો તમારામાં ભકિત્તભાવ ઉતપન થાત નહીં અને તે પરદેસીઓ હીંદુસ્થાન ઉપર ટકી શકતે નહી તમો કહેશો કે મુસલમાન રાજાઓ આપણાં વહુ દીકરીઓને લઇજાતા હતા તો તે વાત ઉપર ભરોસો રાખવા જેવું છે નહી અને હોય તો પણ બધા રાજાઓ તેવા હતા નહીં પણ એક તેવો હોય તો બીજાને કહેવું તે દેશદ્રોહ કર્યા બરાબર ગણાય તે વીશે આગલ બોલતા કહી શકું જે દેશી

રાજાઓના વખતમાં ઇસ્ત્રીઓ નીરમળ હતી તેઓનાં કરતા હાલ પરદેશી રાજાઓના વખતમાં વધારે વ્યભીચારીણી નજરે પડે છે અને તેનું કારણ સ્ત્રીઓને છુટ મલી છે તેજ છે આટલી છુટ દેશી હીંદુ યા મુસલમાન કોઇ પણ રાજમાં હતી નહીં અને તે છુટ મલવાથી દુન્યા ઉપર વ્યભીચાર વધી ગયો છે પણ હીંદુસ્થાને ફાયદો થયો નથી જયારે ઇસ્ત્રીઓને છુટ ન હતી ત્યારે તેઓ જેવા સુરવીર નર રત્નને જન્મ આપતી હતી તેવા હાલ છુટ મલવાથી નર પીસાચ જન્મ પામે છે અગાઉ તમારી સ્ત્રી ઉપર કોય નજર કરતું તો તમો તેઓને તલવારથી કાપી નાખતા હતા ત્યારે આજે તમારી ઇસ્ત્રીને કોઇ ધકા મારતું ચાલ્યું જાય અને હાથ પણ નાખે તોય તમારાથી કાંઇ થઇ શકતું નથી અને તમો હાથે કરીને તેઓને બજારમાં માલ ખરીદ કરવાને મોકલો છો પછી તે માલ ખરીદ કરવા જાય છે કે મોજ મજા કરવા જાય છે તેનો વીચાર તમોજ કરજો સ્ત્રીઓને છુટ કોઇ પણ સાસ્ત્રમાં નથી સ્ત્રી બચપણમાં માબાપથી જુવાન અવસ્થામાં ધણીથી અને વ્રધા અવસ્થામાં પુત્રથી બંધાએલી છે તે સ્ત્રી હાલ કોઇની પણ બંધાએલી નથી અને છુટને પાત્ર છે તેવું તમોજ બોલી તમારા સાસ્ત્રને ખોટા પાડવાને તઇઆર થયા છે તેજ તમારી નીરબળતા તમોજ સાબીત કરી આપો છો જે ભારત વર્ષમાંથી કરોડો સુરવીર નર પેદા થતા હતા તેજ જગ્યાએથી આજે બાયલા અને નમાલા નજરે પડે છે અને કહે છે કે હમે શુખી છે શુખી પછી ઘરમાં જોય તો હાંડલા હડીઓ કાઢતા હોય અગાઉ જે દેશને માટે પોતે કરોડો પતી છતા પોતાનાં પ્રાણુની પણ દરકાર કર્યાં વીનાં યાહોમ કરી તુટી પડતા હતા તે દેશમાં હાલ બાયલા નરો સ્વદેશી ચીજ પણ વાપરી શકતા નથી અને દેશમાં પૈસો પણ રાખી શકતા નથી શરમ છે શરમ તેવા બાયલાઓને કે જે દેશના ઉદયમાં ધ્યાન આપતા નથી ધીકાર છે તેવાઓને કેજે દેશી ચીજ સમજવા છતા વાપરતા નથી અને હજી પણ પરદેશી વાપરે છે અને ખરીદ કરે

છે તેવાઓ માણુસને બદલે પથર જનમ્યા હતે તો વધારે સારૂં હતું ભાઇઓ હું ન્યાય વીશે લખતો હતો પણ મારી કલમ સ્ત્રી છુટ વીશે લખવામાં ચાલી ગઇ છે, પરંતું તે પણ અગત્યની હતી માટે હું આપની પાસે ક્ષમાં ચાહું છું હવે હું ઉપલા મથાળા ઉપર લઇ જાઉં છું ભાઇઓ તમે ઇંગ્રેજને ન્યાય કરનારા કહો છો પરંતું હું ન્યાય કરનારા કહે તો નથી કારણકે હું ન્યાય દેખતો નથી જો તે ન્યાય કરતા હોય તો તમો ખુન કરો તો ફાંસીની સજા અને ઇંગ્રેજ ખુન કરે તો દંડની પણ નહીં અને બહુ તો ૧૦–૧૫–૨૦ કે ૫૦ નો દંડ આને તમો ન્યાય કહેશો કે અન્યાય મુસલમાન રાજાનો કોઇ છોકરો પણ ગુનો કરતો તો તેને ફાંસીએ ચઢાવવાનો હુકમ રાજા પોતેજ કરતા હતા પરંતું આ તો ઇંગ્રેજ હેલકરીને પણ છોડી મુકે છે.

તેનો દાખલો હું તમારી પાસે હાજર કરૂં છું લાલા લજપતરાયને લાહોરમાંથી લઇ નતા ગયા તેની અગાઉ એક ઇંગ્રેજ કમાંડર બે દેશી સીપાઇને લઇ સીકાર કરવાને ગયો હતો તેને ડુકરનો સીકાર કરી તે ડુંકર સીપાઇઓને ઉપાડવા હુકમ કીધો તેઓએ કહીયું કે હમો ડુકરને ઉપાડસું નહીં કારણકે તે હમારા ધર્મથી વીરૂધ છે તેવોની વચમાં રીકઝીક હોવાથી સીપાઇએ સદનતર ના કહી ત્યારે તેમાના એકને ગોલીથી ઠાર કરવામાં આવ્યો અને બીજાને ઘાયલ કરવામાં આવ્યો તેની તપાસ કરવા પછી તેને કાંઇ પણ સજા કરવા વગર તે દેશથી બીજા દેશમાં તેની બદલી કરવામાં આવી પણ કાંઇ પણ સજા કરી નહીં એજ રીતે એક કનેસ્ટેબલે એક માણુસનું ખુન કર્યું હતું ત્યારે તેને ફકત રૂપીયા ૬૦ નાં દંડની સજા કરવામાં આવી હતી આજ રીતે ઇંગ્રેજો ન્યાય કરે છે.

ત્રીજો દાખલો આરબુથ નોટનો છે તેને મોટું દીવાળું કાઢી વીસવાસ ઘાત કર્યાં હતા છતાં ફકત અઢાર માસના કેદખાનાની સજા કરવામાં આવી છે આવો કેસ આપણાં હીંદીનો હોય તો ૧૦ ને ૨૦ વરસની સજા કીધા

વીનાં રહે નહીં ચોથો દાખલો પંદર વરશનાં છોકરાને રાજદ્રો માટે ત્રીસ ફટકાનો હુકમ કરવામાં આવ્યો હતો આવો કાયદો રશીયામાં ચાલે છે પણ હીંદુસ્થાનનાં કોઇ પણ કાયદાની પોથીમાં નાખવામાં આવ્યો નથી પણ માજીસ્ત્રેટે પોતાની આપ બુદીથી કામ કરેલ છે આજ રીતનાં ન્યાય હીંદુસ્થાનનાં હીંદુઓ અને મુસલમાનો ઉપર કરવામાં આવે છે ત્યારબાદ કોઇ ઈંગ્રેજ ઘોડાગાડી તથા મોટર હાંકી જાતો હશે અને કોઇ માંણુસને નુકશાન થયું હોય તો તેને અકસમાત કહેવામાં આવે છે અને હીંદીએ કર્યું હોય અથવા થયું હોય તો તેને ગુનેગાર ઠરાવી દંડની સજા ફરમાવવામાં આવે છે તેનો દાખલો માહારી પાસે હાજર છે તે તમારી સમક્ષ રજુ કરૂં છું દીવાળીને દહાડે બજારગેટનાં નાકા ઉપર દામોદર સુખડવાળાની દુકાન પાસેથી એક યુરોપીયનની ગાડી ચાલી જાતી હતી તેના ઝપાટામાં એક વાણીયાનો છોકરો આવી ગયો અને પગમાંથી લોહી નીકલ્યા ત્યારે કનેસ્ટેબલે આવીને તેના બાપને કહીયું કે કયુ નહીં સમાલતા હે લડકેકું આજ રીતે દેશીને હાથે થયું હોય તો તેની ગાડી ચોકી ઉપર લઇ જવામાં આવે અને કેશ ઉભો કરીને દશ વીશ પચાસનું છોડીયું પાડી લેવામાં આવે તેની અપીલ પણ હોયજ નહીં.

આગલ ચાલતાં ગરીબ ફેરીયા ઉપર ગુજરતી મુશીબત વીશે લખું છું મુંબઇમાં કોઇ ગરીબ માણુસ ફેરી કરતો હશે અને માથે ટોપલો અથવા ગાડી લઇ ચાલી જતો ફેરી કરતો હશે તો તે માણુસને ચોકી ઉપર લઇ જવામાં આવશે અને પાચ પાંચ રૂપીયા દંડ કરવામાં આવે છે આવો ન્યાય હોય તો પછી માણુસે પોતાનો ગુજારો કેવી રીતે કરવો નોકરી કોઇ રાખે નહીં કારખાનાં ચાલતા ન હોય અને દુકાનનું ભાડું ભરવાની ગુજાસ ન હોય તો માણુસે કેવી રીતે પોતાનું પેટ ભરવું તેનો કોઇપણુ જાતનો માજીસ્ત્રેટ વીચાર કરતા નથી આવા ન્યાય હોય તો પછી

માણુસે કરવું શું આટલા આટલા અન્યાય છતા પણ જો ન્યાય છે તેવું કોઇ કહેતું હોય તો દેખતી આંખે આંધળો છે તેવું તે પોતેજ સાબીત કરી આપે છે તમારા ઉપર કોઇ અમલદાર જુલમ કરે અને તમેં અરજી કરો તો તે તમારી અરજીથી તમોનેજ ફસાવવાના તાગડા રચી કોઇ પણ રીતે તમોને ફસાવવામાં આવશે પરંતુ તે ગુનેગાર હશે છતાં પણ તેને મુક્ત કરવામાં આવશે તેવા ન્યાય દેશી રાજાઓ કરતા નહીં પણ પોતાના હાથેજ પોતેજ તપાસ કરી સાચા ખોટાની તપાસ રતા હતા પરંતુ આવી અંધાધુધી ચાલતી હતી નહીં.

ન્યાયની બાબત ઉપર તમોને બીજા દાખલા આપું છું થોડા વખત ઉપર ગુજરાતમાં એક સ્વામીનારાયણના મંદીરમાં રૂપીયા બાર લાખ રોકડા છે તેવી ખબર ઇંગ્રેજ સરકારના જાણવાગાં આવી ત્યારે તેના ઉપર ઓચીંતા કેટલાક યુરોપીયન લશકર સાથે એક કરનલ ચઢી આવી કહેવા લાગ્યા કે તમારી જે રૂપીયા છે તેની નોટ સાડાત્રણ ટકાની ખરીદ કરો ત્યારે તેમાના કેટલાકે કહોયું કે સા માટે નોટ ખરીદ કરીએ ત્યારે જવાબ આપ્યો કે તમારા રૂપીયા કોય લુટી જાસે અને હમારે પાછલથી હાડમારી ભોગવવી પડશે માટે તમારે ઘરમાં આટલા બધા નાણા રાખવાની જરૂર નથી આવી રીતે દમસમ મારી નાણાં લઇ ગયા આવી રીતે મુસલમાન રાજાઓ કરતા હતા કે કેટલાક કહેશે કે મુસલમાન રાજાઓ તો ઘરબાર અને દેવલ લુટી લેતા હતા પણ તે વાત એવી રીતે હતી કે જયારે તેઓ લડાઇ લઇને આવતા ત્યારે લુટ ચલાવતા પણ રાજની ગાદી ઉપર બેઠા પછી આ રીતે નાણા કઢાવી રૂપીઆ દશ બાર લાખ લઇ જાતા નહીં અને તાબાના રાજાઓની તીજોરીમાં રૂપીયા ભેગા થાય તો તેઓને નોટ લેનો લેવા ફોરસ પાડતા નહીં કે હાલ ઇંગ્રેજ સરકાર પાડે છે તેવો પણ તાબાંનાં રાજાઓજ મુરખા છે કે વસ્તીને ડાંભી દુખી કરી કર વધારી જે નાણું ભેગા કરેલા હોય છે તે નાણાંની વસ્તીને મદદ નહીં કરતાં હુનર ઉદયોગ

નહીં ખીલવતાં દેશીઓને ધંધે નહીં લગાડતાં સીપાઇઓને પુરા પગાર નહીં આપતાં સરકારને વહાલા લાગવા માટે દર વરસે લાખોની લોનો ને નોટો ખરીદ કરી કાગલીયા લઇ નાણાં આપી દેય છે અને સી આઇ આર એસનાં પુછડા ખરીદ કરી મુરખાઓ બચાનો પેઠે રમકડે રમે છે પણ જાણુતા નથી કે વીલાયતની દરબારમાં બાયલાઓમાં ખપવું પડે છે તેજ રીતે હયાંનાં પૈસાવારાઓ પણ દેશમાં હુનર ઉદ્યોગ ન ખીલવતા પોતાના સગાને મદદ ન કરતા કોઇ ધંધામાં નાણાં ન રોકતા જેપી રાવ બહાદુર અને સર નાઇટ બની આનરેબલ બને તે આનરેબલ અથવા જેપીમાંનાં કોઇ ખેતાબ વીદવાનને મલતા નથી પણ પઇસા ખરચી મુરખ બનનારનેજ હીંદુસ્થાનમાં મલે છે.

હાલ દીવસ ૩૦–૪૦ ઉપર પંજાબ રાવલપીંડીમાં એક બનાવ બનેલો છે કે એક બાઇ રેલ્વેમાં બેશી રાવલપીંડીની પાસેનાં ગામમાં ઉતરવાની હતી પણ રેલમાં નીંદ્રાને વસ થઇ જાવાથી રહી ગઇ હતી તે દરમીયાન એક યુરોપીયન ટીકીટ માસ્તરની વ્રતી બગડવાથી તે બાઇ ઉપર હુમલો કરી આબરૂ લેવામાં આવી હતી તેને પોલીસોએ પકડી ન્યાયની અદાલતોમાં હાજર કીધો હતો અને ગુનો સાબીત પણ થઇ ગયો હતો છતા પણ ઇંગ્રેજ જુસાએ બીન તકસીરવાર ઠરાવી છોડી મુકયો છે આજ રીતે હીંદુસ્થાનમાં ઈંગ્રેજ ન્યાયાધીસો ન્યાય કરે છે તે જગ્યાએ ગુનેગાર દેશી હતે તો તેને બાર માસને બે વરસની સંટેસ કરતે પણ પોતાના જાત ભાઇ હોવાથી તેને છોડી મુકવામાં આવ્યો હતો આ બાઇ તરત આપઘાત કરી મરી ગઇ છે આવા ન્યાય મુસલમાન બાદશાનાં રાજમાં હતા નહીં પણ જેની સ્ત્રી ઉપર હુમલો થયો હોય તે ધણી હુમલો કરનારને જાનથી મારી નાખે તો પણ તેને તકસીરવાર ઠરાવવામાં આવતા નહીં પણ હાલતો તમારી સ્ત્રી સાથે કોઇ ખોટી રીતે વરતે ને તેને તમે મારી નાખો તોપણ તમોને ફાંસીએ ચઢાવે છે તેવું મુસલમાન રાજાઓ કરતા નહીં હવે

હું તમોને કહું છું કે તમો વીલાયતી માલ વાપરવાને કોઇ રીતે બંધાતા નથી તમો વીલાયતી માલનો વેપાર કરતા હોય અથવા તમો કોઇ હાપીસ માં નોકરી હોય અથવા ઇંગ્રેજી ભણીને તમારો નીરવાહ ચલાવતા હોય તો પણ તમારે ઘરની અંદર વીલાયતી માલ વાપરવો કે દેશી તેને માટે તમોને કોઇ અટકાવી શકતું નથી કલકતાની અંદર વકીલ અને બાલીસ્ટરો પણ દેશી વસ્તુ પહેરીને કોરેટની અંદર આવે છે અને મુંબાઇમાં દક્ષીણીઓ પણ દેશી માલ પહેરીને હાપીસોમાં નોકરી ઉપર જાય છે તમો હીંદુ હોય અને મુસલમાનને ત્યાં નોકરી હોય તેથી તેનો ધર્મ પાળવાને બંધાતા નથી અથવા મુસલમાન હીંદુને ત્યાં નોકરી હોય તો તે હીંદુ ધર્મ પાળવાને બંધાતો નથી અથવા બને ઇંગ્રેજને ત્યાં નોકર હોય તો તેથી ખ્રીસતી ધર્મ પાળવાને બંધાએલા નથી દેશી વસ્તુ વાપરવી એક દેશની સેવા બજાવવા જેવું છે અને એક ભાઇઓને મદદ આપવી એ આપણો ધર્મ છે દેશી ચીજ વાપરવાથી લાખો માણસો ભીખ માગી ગુજારો કરે છે તે દરેક ધંધે લાગી ગુજારો કરતા થશે આજે આપણા દેશમાં દુકાળ અને મરકી જેવી આફતો આવીને ઉભી રહે છે તેનું કારણ આપણામાં દયા અને ધર્મ નથી તેજ છે દરેક દેશીઓને મદદ કરવી એ એક દેશીનો ધર્મ છે અને તે ધર્મથી આપણે ચુકી ગયા છે તેથીજ આપણા ઉપર મરકીને દુકાળ આવવા લાગ્યા છે.

અગાઉ આપણાં વડવાઓ તે ધર્મ સમજતા હતા તેથી તેઓ ઉપર હાવી આફત આવી શકતી હતી નહીં પરંતુ આપણે તે ધર્મને ચુકી જવાથી આપણા ઉપર આવીને પ્રહાર કરે છે આપણા કરોડો માણસો ભુખે મરે છે અને બેટાણું જમવાનું પણ પુરૂ પામતા નથી આપણા કરોડો માણસો ભીખ માગી ખાય છે અને જમીન ઉપર સુવે છે અને પહેરવાને કે ઓઢ-વાને કપડા પણ મલતા નથી વળી કરોડો ધંધા વીના મુશીબતો સહન કરે છે અને કરોડો ધંનવાનનાં પુત્ર છતાં નીરધન થઇ ભીખ માગવાને

પણ સરમાતા નથી આ બધાને બચાવ કરી દરેકને સુખી કરવા માટે પરદેશી ચીજનો ત્યાગ કરી જાડી મોહોટી પણ દેશી વસ્તુ વાપરવી જોઇએ અને નાણાં નોટને બદલે શેરમાં રોકવા જોઇએ જો દેશી વસ્તુનો પ્રચાર નહીં થાય તો આપણે વાંચનારા લખનારા બોલનારા અને નોકરી કરનારા પૈસાનાં વીયાજ ખાનારાઓ પણ ઉપર કહેલી હાલતનાં ભોગવવાવારા થઇ પડશે એવો કાંઇ ભાશ હાલથી નજરમાં જોવામાં આવે છે હાલ જે બીજ કલકત્તામાંથી રોપાણું છે તે બીજમાંથી ઝાડ થઇ ચુકયું છે અને તેને આપણે બધા સંપ કરીને પાણી પાઇ પુષ્ટી આપ શું તો તેમાંથી ફળ પણ ખાવાનો વખત આવ્યો છે ઘણાએ ખાધા છે અને આપણે પણ ખાશું પરંતુ પાણી નહીં પાઇએ તો તે ફળ આપણે નજરે પણ જોવા પામનાર નથી તે બીજ સ્વદેશી હીલચાલ છે અને ઝાડ બોયકોટ છે અને ફળ તે તેની પેદાશનાં રૂપીયા છે ને પાણી પાનાર આપણે સ્વદેશી વસ્તુ વાપરનારા છે માટે હીમતથી બોયકોટ અને સ્વદેશી મુકવું નહીં પણ આગલ વધારતા રહેવું તે આપણું કામ છે એજ દેશી ચીજ વાપરવાથી તમારી પાસે પૈસો વધશે પૈસો વધવાથી તમો તમારી તનદુરસ્તી સંભાળી બાહુબળ ખીલવી શકશો બાહુબલ ખીલવાથી તમોને કોઇ ડાબી ચાંપી દેશે નહીં અને તેમ નહી થાય ત્યારે જેઓ તમારા ઉપર હુમલો કરવા આવતું હશે:તે આવશે નહીં અને આવશે તો તેને તમો હઠાવી શકશો અને તેમ થયું તો તમોને સ્વરાજ્ય મલવામાં બીલકુલ ઢીલ રહેશે નહીં અને જેમ પસચીમના રાજ્ય સ્વતંત્ર થયા છે તેવા તમો થાશો અમેરીકન ઇટલી ઇંગ્લંડ ફ્રાન્સ અને જરમન જાપાન તથા અસટ્રેલીયા સ્વદેશી અને બોયકોટથીજ સ્વતંત્ર થયા છે પણ પરદેશી માલ વાપરતા હતા ત્યાં લગણુ તો ગુલામગીરીનાં બંધનમાં અને કાયદાની બેડીમાંજ સપડાએલા હતા અને કંગાલ હાલત ભોગવતા હતા અમેરીકન કરોડો અને અજબોપતી થી ભરાઇ ગયું છે તેનું કારણુ વીલાયતી માલ બોયકોટ કરવાનુંજ છે તેવી

રીતે તમો પણ બોયકોટ કરી દેશી વાપરશો તો તમો પણ કરોળો અને
અબજોપતી થાશો બીજી એક બાબત લખતા હું વીસરી ગયો હતો તે પાછ-
લથી યાદ આવવાથી અત્રે આપ સમક્ષ રજુ કરવા રજા લઉછું તે એ છે કે
હીંદુસ્થાનમાં જે સરક્ષસ સીનેમેટોગ્રાફ અને ઇસ્કેટીંગ વગેરે ખેલો જે
ઇંગ્રેજ લોકો લઇને આવે છે અને તમો તેને જોવાને જાવ છો તે પણ
તમારા લાખો રૂપીયા લઇ જઈ તમોને પાયમાલ કરે છે અને તેઓને વીલાયત-
માંથી સરકાર લાખો રૂપીયા ધીરે છે તેજ રીતે હીંદુસ્થાનમાં મ્હોટી મ્હોટી
સાપો જેને આપણે દુકાનો કહીએ છીએ તે પણ રુવાબ અને ભભકામારી
તમારી પાસેથી નાણાં લુટી જાય છે અને તેવો જે પણ ઇંગલંડથી સરકાર
આશરો આપી મોકલે છે અને સરકારનાં નાણાંથીજ તે દુકાનો ચાલે છે
તે તમારા ધીયાન બહાર હોય તો તમોને ધ્યાનમાં લાવું છું કે હવેથી
તમારે તેવોનાં વશીકરણમાં સપડાઇ જવું નહીં અને છીપીઓની પેઠે દી-
વામાં ઝપલાઇ જાવું નહીં રાજ તમોને મદદ કરે તો તમો પણ મોહોટા
ખાતા ખોલી શકો પણ રાજ તમોને મદદ કરવાને નથી હવે તમારે રાજ-
ની મદદ ઉપર કાંઇ પણ આશા રાખવી નહીં પણ તમો તમારા પગ ઉપર
ઉભા રહેવા શીખવાનું છે પ્યારકી આશ સદા નીરાશ આ શબ્દનું સમરણ
કરી કામ લેતા શીખો એજ વીનંતી દેશની ભકિત કરી દેશીઓને મદદ
આપો તમારી લક્ષ્મી દેશમાં રાખો અને દેશી વસ્તુ ખરીદ કરી વીલાયતી
બોયકોટ કરો કે જેથી બળ બુધીને બરકત વધે અને તમો સુખી થાવ

લી૦ દે, હીતેચ્છુ

**શા૦ ત્રીભોવન પુરૂષોતમ.**

જરૂર વાંચો!　　　　　　　　　　જરૂર વાંચો!!

# ઢઠ્ઠાછાપ શુધ્ધ કેસર.

વિલાયતી કેસરમાં સ્પિરીટ (દારૂ) અને ગૌ માંસાદિ તથા ડુકરના માંસ જેવી મહા અભક્ષોની મીલાવટ હોય છે. તથા તેથી સ્વદેશની લાખોની દોલત તણાઇ જાય છે. આ ધર્મભ્રષ્ટતા અને દેશદાલીદ્રતારૂપ **ધર્મદ્રોહ અને દેશદ્રોહના મહા પાપોથી** બચવા, અમોએ મોહોટા ખરચે કાસ્મીરાદિ સ્થળોએ ખાસ માણસો મોકલી, **ખાત્રીનું શુદ્ધ કેસર** મોહોટા જથ્થામાં મંગાવી-**જૈન કોન્ફરન્સના** ઉત્પાદક **ઢઠ્ઠાછાપ**ના ૧ તોલો, ૫ તોલા તથા ા, ાા અને ૧ રતલી પેક ડબાઓમાં સર્વત્ર પુરૂં પાડવાનું સાહસ ઉઠાવેલ છે. **આર્યપુત્રો,** જેને હાથ લગાડવાથી પણ ધર્મ ભ્રષ્ટ થવાય, તેવા દારૂ અને ગૌમાંસ મિશ્રિત કેસરને **ખાનપાન અને દેવપૂજન** જેવા કામમાં લેવું? એ શું તમને **મહાભયંકર પાપ** નથી ભાસતું? જો જરા પણ **સ્વધર્મ શ્રદ્ધા** અને **સ્વદેશાભિમાન** હોય તો વિદેશી ભ્રષ્ટ કેસરનો ત્યાગ કરી, **અમારૂં ઢઠ્ઠાછાપ પવિત્ર કેસર** કે જે માટે સ્વદેશપ્રેમી પ્રસિદ્ધ પ્રોફેસર ગજ્જરની લેબોરેટરીએ-**કંઈ પણ ભેળ વિનાનું શુદ્ધ કુદરતી કેસર** છે. એવું સર્ટીફીકેટ આપેલું છે, તેજ લેજો. **જૈન,** શિવ તથા અન્ય દેવમંદિરોમાં, નામાંકિત વૈદ્યરાજો અને નાના મોહોટા સમજુ સ્વદેશી સજ્જનોમાં હવે આજ કેસર વપરાય છે.

આ કેસર જાહેર જૈન સંસ્થાઓ તથા પ્રતિષ્ઠિત વ્યાપારીઓ પાસે સર્વ ભાગોમાં વેંચાય છે. પરંતુ સ્વદેશીના નામે અનેક ઠગાઇઓ થાય છે તેથી ચેતી, આ વિશ્વાસપાત્ર **સ્વદેશી કંપની**ના નામ સાથ **ઢઠ્ઠા ટ્રેડ માર્ક** જોઇ તપાશી લેવું. અથવા વી. પી. થી અમારી મુંબઇની ઓફીસમાંથી મંગાવવાથી તરત મોકલી આપવામાં આવે છે.

મેનેજર,

**સ્વદેશી કંપની.**

જૈન મંદિર સામે, **માંડવા-મુંબઇ.**

## સ્વદેશ પ્રત્યે ઉંચી લાગણી કહેવી રીતે રાખવી તે જુઓ

# સ્વદેશ બંધુઓને ખુશ ખબર.

જેમ બંગાલ બંધુઓ ઉંચ લાગણી ધરાવે છે તે બંગાલના ભાગલા સામે અવાજ ઉઠાવી, પરદેશી માલ નહિં વાપરવો એવો ઠરાવ કર્યો છે અને તેમ કરી સ્વદેશ પ્રત્યે ઉંચી લાગણી દેખાડી આપી છે તો આપણે પણુ સા માટે તેવી લાગણી ન રાખવી કે બની શકે ત્યાં સુધી સ્વદેશી માલ વાપરવો ને સ્વદેશી ધંધાદારીઓને તથા સ્વજાતી ભાઇઓ સાથેજ કામ પાડવું અને તેમનેજ ઉતેજન આપવું. એવી લાગણી તમારામાં હોય તો પધારો.

**પાયધુનીપર શાહ લીલાધર મોતીચંદ ગાંધી ટોપીવાલાને ત્યાં.**

અમારી દુકાને સ્વદેશી ટોપીયો તૈયાર તથા કપડું સ્વદેશી લાવવાથી તૈયાર દરેક જાતની બનાવી આપવામાં આવશે. તથા સ્વદેશી સાબુ મીણબતી તથા દરેક જાતના સુગંધી તેલો તથા સ્વદેશી દવાઓ વીગેરે વીગેરે મલશે.

તા૦ ક૦—સ્વદેશી માલના ઠેકાણા તથા સલાહ બતાવવામાં આવશે. તથા સ્વદેશી માલ કમીશનથી વેચી આપવામાં આવશે.

**ઠે૦ પાયધુની ત્રાંબાકાટા ત્રાંમના રસ્તાપર**

**( અમારા નામનું પાટીયું મારેલું છે )**